# બાળ નિર્માણની વાર્તાઓ ભાગ-૧૩

લેખક

આશાબહેન એ. શાહ 'સરસિજ'

પ્રકાશક

યુગ નિર્માણ યોજના

ગાયત્રી તપોભૂમિ, મથુરા-૩

ફોન (૦૫૬૫) ૨૫૩૦૧૨૮, ૨૫૩૦૩૯૯

ફેક્સ : (૦૫૬૫) ૨૫૩૦૨૦૦

પ્રાપ્તિ સ્થાન

શાખા અમદાવાદ

ગાયત્રી જ્ઞાનપીઠ, પાટીદાર સોસાયટી,

જૂના વાડજ, અમદાવાદ-૩૮૦ ૦૧૩

ફોન ૦૭૯-૨૭૫૫૭૨૫૨

સુધારેલી આવૃત્તિ ૨૦૦૯ કિંમત રૂા. ૧૩.૦૦

# અનુક્રમણિકા

# ૧. સાર્થક જીવન

એક વાર ઓજસ પોતાના માતા-પિતા સાથે કલકત્તા જઈ રહ્યો હતો. ત્યાં તેના મામા રહેતા હતા. મામાના પુત્રના વિવાહ હતા, તેમાં હાજરી આપવા તેઓ બધા જઈ રહ્યા હતા. લાંબો રસ્તો અને રાતની મુસાફરી હતી. બધા ભોજન કરીને આડાપડખે થયા હતા. ઠંડી હવાની લહેરો આવતાં જલદીથી બધા મુસાફરો ઊંઘવા માંડ્યા.

અડધી રાતની શાંતિ હતી. ગાડી થોડી વાર પહેલાં જ મોગલસરાઈ સ્ટેશન છોડી આગળ વધી રહી હતી. તે પૂરી ઝડપથી દોડતી હતી. મોટાભાગનો મુસાફરો ઊંઘી રહ્યા હતા. અચાનક ઘોંઘાટ સાંભળીને ઓજસની આંખો ખુલી ગઈ. તે ઉપરની બેઠક ઉપર સૂઈ રહ્યો હતો. નીચેની તરફ જોતાં તે ચોંકી ઊઠ્યો. એક લૂંટારુ બંદૂક તાકીને ઊભો હતો, બીજો તેની પાસે ઊભો રહી લોકોના કીમતી સામાનને ફેંકી રહ્યો હતો. ડબ્બામાં અનેક વ્યક્તિ હોવા છતાં બંદૂકના ડરથી કોઈ પ્રતિકાર કરતા ન હતા. તેઓ ચૂપચાપ, પોતાના પૈસા, દાગીના અને બીજી મૂલ્યવાન વસ્તુઓ તે બે લૂંટારાને આપતા હતા. ઓજસની માએ પણ પોતાની સૂટકેસ આપી દીધી. ઓજસ જાણતો હતો કે તેમાં કીમતી સાડી અને દાગીના છે. તે એકદમ ગુસ્સામાં આવ્યો. તેણે જોયું તો તેની માતા રડી રહી છે. એક બીજી મહિલા પણ ડૂસકાં લેતી લૂંટારાને કહી રહી હતી, ''મારો પુત્ર હૉસ્પિટલમાં છે. તેના ઈલાજ માટે પૈસાની સખત જરૂર છે. મારા ઉપર દયા કરો. મારો હાર પાછો આપી દો. તેને વેચીને જ હું મારા પુત્રની દવા લાવવા માટે પૈસા મેળવી શકીશ.''



પરંતુ લૂંટારા ઉપર કોઈ વાતની અસર થતી ન હતી. ઉલટાનું બંદૂકધારી, બંદૂકનો કુન્દો તેના માથામાં મારતાં કહેવા લાગ્યો, ''ડોશી, બોલબોલ ના કર, ચૂપ રહે, નહીં તો એક ગોળી વાગશે તો ઢગલો થઈ જઈશ.''

ઓજસનું કિશોર લોહી લાંબા સમયથી ઉછળી રહ્યું હતું. તે બીકણ, કાયર કે સ્વાર્થી નહોતો. જે મુશ્કેલી જોઈ ડરી જાય કે પોતાના બચાવની વાત વિચારતો હોય અને બીજાની મુશ્કેલી તરફ આંખ આડા કાન કરતો હોય, આવી વ્યક્તિઓને તે સમાજ અને રાષ્ટ્ર માટે ભારરૂપ માનતો હતો. ઓજસ એ પણ

જાણતો હતો કે સંકટ સમયમાં જો સાહસ ગુમાવવામાં ન આવે અને એકઠા થઈ કોઈ ઉપાય શોધવામાં આવે તો જરૂરથી રસ્તો મળે છે. તેને એકદમ એક વિચાર આવ્યો. પાસે બેઠેલા એક કિશોરના કાનમાં તેને કહ્યું. બન્નેએ એક એક સૂટકેસ બન્ને લૂંટારાના માથામાં મારી. નિશાન બરાબર લાગેલું. બંદૂક છટકીને દૂર પડી. બન્ને લૂંટારા પોતાના હાથ વડે માથું દબાવવા લાગ્યા. બે કિશોરોને આ પ્રકારનો ગુંડાઓનો વિરોધ કરતા જોઈ હવે મોટાએ પણ સાહસ કર્યું. ચાર-પાંચ યુવકોએ આ બે લૂંટારાઓને બાંધીને પકડી લીધા. એકે જલદીથી સાંકળ ખેંચી. ગાડી ઊભી રહેતાં બીજો પોલીસને બોલાવવા દોડ્યો. આવીને તે બે લૂંટારાને પકડી લીધા.

મુસાફરો ઓજસ અને તેના સાથીની ભારે પ્રશંસા કરતા હતા. બધાનો સામાન પાછો મળી ગયો. હાર ખોયેલી મહિલા તો ઓજસને વારે ઘડીએ આશીર્વાદ આપતી હતી. ત્યારે એક પ્રૌઢ વ્યક્તિ ભીડને દૂર કરતી ઓજસની પાસે આવી. તે એક દૈનિક સમાચારપત્રનો ખબરપત્રી હતો. તેણે બન્ને કિશોરોનો ફોટો લીધો અને ઓજસની સાથે વાર્તાલાપ કર્યો. તેમને પૂછ્યું, ''શું તને ડર લાગ્યો ન હતો ? જો કદાચ નિશાન ચૂકાઈ ગયું હોત તો શું થાત?'' ઓજસે કહ્યું, ''શું થાત ? વધુમાં વધુ એમ થાત કે તે મને ગોળી મારત. જો કોઈ સારા કામ માટે પ્રાણ જાય તો તેથી શું નુકસાન છે ? પ્રાણ જવાના ભયથી અન્યાયી, અત્યાચારીનો વિરોધ ના કરવો તે બુદ્ધિશાળી છે એમ કહેવાય ? જ્યારે પ્રાણનો અયોગ્ય મોહ રાખીને ડરપોક બની જઈએ છીએ, ત્યારે જ આપણે હારી જઈએ છીએ. એટલે જ આટલા બધા હાજર હોવા છતાં બે લૂંટારુઓ પોતાના

કામમાં સફળ થઈ શક્યા હોત.''

ઓજસની વાત સાચી હતી. તેને મોટાઓનું પોતાની ભૂલ તરફ ધ્યાન દોર્યું. જે સાહસ તેઓ કરી શક્યા નહીં તે કિશોરોએ કરી બતાવ્યું.

બીજા દિવસે એક આગળ પડતા દૈનિક સમાચારપત્રમાં આખા બનાવનું વર્ણન, સાથે ઓજસનો ફોટો અને મુલાકાત છપાઈ હતી. સમાજસેવા સંસ્થાઓએ બન્ને સાહસી કિશોરોને ઈનામ આપી સન્માન કર્યું.

આત્મવિશ્વાસીની પ્રાસંગિક અક્કલ અને સક્રિયતા તેને ભારે મુશ્કેલીમાં આગળ વધવા માટે સાહસ આપે છે અને સફળ બનાવે છે. સાહસી લોકો સામાન્ય લોકો કરતાં સહેજ આગળ હોય છે, એટલે તેઓ સામાન્ય લોકોના નાયક બને છે. તેઓને મુશ્કેલીઓ સામે લડવાની અને કંઈક કરી બતાવવાની પ્રેરણા આપે છે. પ્રત્યેક બાળક-બાલિકા, આ પ્રકારની પ્રતિભા અને કર્મનિષ્ઠાથી દેશને ગૌરવ અપાવે, એવી તેમની પાસેથી સમાજ અને રાષ્ટ્ર આશા રાખે છે. આવો, આપણે બધા તે આશા પૂરી કરવામાં લાગી જઈએ.

# ૨. સદાચાર - પ્રગતિનું દ્વાર

સુમનના પિતા, જયપુરના એક પ્રસિદ્ધ પ્રાચીન રાજમહેલના ચોકીદાર હતા. સુમન તેમની એકમાત્ર પુત્રી હતી. તેના માતા-પિતાની આર્થિક સ્થિતિ બહુ સારી ન હતી, છતાં પુત્રીને શિક્ષણ અને સંસ્કાર આપવામાં તેઓએ કોઈ ખામી રાખી ન હતી. તેઓ તેને સારી શાળામાં ભણાવતા હતા, તેમ છતાં તેની માતા માનતી હતી કે માત્ર શાળાના ભણતરથી



બાળકનો પૂરો વિકાસ થતો નથી. તેને માટે માતા-પિતાનો સહયોગ જરૂરી છે. એટલે તેઓ તેને સારી વાતો કહેતા અને સારી ટેવો પાડતા. સુમનની માતા તેને ધમકાવતી નહીં, તેને ગભરાવતી નહીં. કારણ કે તે જાણતી હતી કે આમ કરવાથી બાળકનો વિકાસ અટકી પડે છે. ખોટું કરતી હોય તો તેને વહાલથી સમજાવતી અને ખરી વાત બતાવતી, શીખવતી. માતાની આ પ્રકારની તાલીમને કારણે સુમન નાની ઉંમરમાં વધુ સમજદાર બની ગઈ હતી. અત્યારે તે માત્ર દસ વર્ષની હોવા છતાં સાતમા ધોરણમાં ભણતી હતી, પણ તેની સમજ, તેની બહેનપણીઓ કરતાં વધુ હતી. તેનો વ્યવહાર પણ બહુ શિષ્ટ સભ્ય હતો. વ્યવહારથી જ બીજી વ્યક્તિ આપણી તરફ આકર્ષાય છે અને આપણું સાચું સન્માન કરે છે.

એક દિવસ કેટલાક અતિથિ રાજમહેલ જોવા માટે આવ્યા. તેઓ પ્રવેશદ્વાર શોધતા હતા. સુમન રાજમહેલની બહાર રમી રહી હતી. તે થોડા વખત માટે તેઓને જોતી રહી. પછી



અતિથિઓને અહીંતહીં ફરતા જોઈ તે તેઓની સામે ગઈ અને બોલી, ‘‘આપને શું રાજમહેલ જોવો છે ?’’

‘‘હા’’ તે વ્યક્તિઓએ જવાબ આપ્યો.

સુમને કહ્યું, ‘‘આવો, મારી પાછળ આવો.’’

અતિથિઓ સુમનની પાછળ જવા લાગ્યા. આ તેઓને બહુ સારું લાગ્યું કે કહ્યા વગર બાળકે આ પ્રકારે ધ્યાન રાખ્યું.

એક મહિલાએ પૂછ્યું ‘‘બેટી, તું ક્યાં રહે છે ?’’

સુમને ખૂબ નમ્રતાથી બતાવ્યું કે તેના પિતા અહીં ચોકીદાર છે. તેણે અતિથિઓને પોતાના આખા પરિવારની માહિતીથી પરિચિત કરી લીધા. તે પછી તેણે જાતે જ કહ્યું, ‘‘આવો, હું સૌને રાજમહેલ બતાવું છું.’’

અતિથિઓને તેનાથી શું મુશ્કેલી હોઈ શકે ? તે સાથે રહેવાથી તો સરળતા થાય, રસ્તો શોધવા માટે અહીંતહીં ભટકવું ન પડે. એટલે તેઓએ પ્રસન્નતાથી પોતાની સંમતિ આપી દીધી. હવે સુમન અતિથિઓને તે વિશાળ રાજમહેલનો

એક એક ભાગ બતાવવા લાગી. તે ફક્ત ફેરવતી ન હતી, પણ પ્રત્યેક સ્થાનનો બહુ સુંદર અને સચોટ પરિચય આપતી હતી. તેનું ઐતિહાસિક વર્ણન પણ પૂર્ણ રીતે સાચું હતું. અતિથિઓએ વિચાર્યું પણ ન હતું કે આટલી નાની બાલિકા તેઓની એક સારી ''ગાઈડ'' બની શકશે. તેઓ તેની બોલવાની છટાથી ખૂબ જ પ્રભાવિત થયા હતા.

અતિથિઓએ પાછા જતી વખતે સુમનને કંઈક વસ્તુ આપવા માંડી, પણ તેને સ્પષ્ટ રૂપથી ના પાડી. તે બોલી, ''ઓહ, મેં તમને સૌને ફેરવ્યા તેમાં શું થઈ ગયું ? હમણાં અમારે ગરમીને લીધે રજાઓ છે. મારી પાસે કોઈ વિશેષ કામ નથી. આમ પણ હું ખાલી ફરી રહી હતી.''

''તું એમ ન સમજતી કે અમે તને તારી મહેનત માટે આપીએ છીએ. આ તું રાખી લે.''

અતિથિઓએ આગ્રહ કર્યો.

સુમન બોલી ''આપ આ માટે બહુ આગ્રહ ના કરો, મારી માતા જોઈ જશે. તો તે બહુ નારાજ થશે.''

એક મહિલા સુમનને ચકાસવા માટે કહેવા લાગી, ''જો, આમાં થોડી ખાવા-પીવાની વસ્તુ છે. આ તું અહીં ખાઈ-પી લે અને પછી ઘેર જજે.''

''માફ કરો ! આ શક્ય નથી. હું મારી માતાથી કોઈ વાત છુપાવતી નથી. એમ કરવું પાપ છે.'' સુમન થોડા ઊંચા સ્વરે બોલી.

''તમે જ બતાવો ! જ્યારે મારી માતાને મારી બધી વાતો બતાવું નહીં તો તે કેવી રીતે મને સમજાવશે કે શું ખોટું છે અને શું સાચું છે. તે મને સાચી વાત બતાવે નહીં તો હું સારી છોકરી

કેવી રીતે બનું ? મારી માતાને મારે માટે ન જાણે કેટલીયે આશાઓ છે. શું તેની આશાઓ પૂરી ન કરવી તે પાપ નથી?'' સુમને ગંભીરતાથી જવાબ આપ્યો.

તે મહિલાએ સુમન પાસે જઈને તેનો ખભો થાબડ્યો અને બોલી, ''બેટી, મારી વાતનો ખોટો અર્થ કરતી નહીં. હું તો આમ જ પૂછતી હતી. માતાપિતાની આજ્ઞાનું પાલન કરવું દરેક બાળકનું કર્તવ્ય છે. જે તેમ કરતું નથી, તે તેની પ્રગતિ થતી નથી અને પાછળથી પસ્તાય છે.''

''મારી માતા પણ એમ જ કહે છે.'' સુમન બોલી.

પછી તે મહિલાએ સુમનને કહ્યું, ''સાંભળ ! તેં અમને આખો રાજમહેલ બતાવ્યો પણ તારું પોતાનું ઘર બતાવ્યું નહીં. હવે અમે તારી માતાને મળવા માંગીએ છીએ.''

સુમ પહેલાં તો ખચકાઈ, પણ મહિલાએ વારંવાર કહેતા, તે તેઓને પોતાને ઘેર લઈ ગઈ.

''મા ! જુઓ તમને મળવા માટે કોણ આવ્યું છે ?'' સુમન ઘરમાં દાખલ થતાં બૂમ પાડવા લાગી.

''અમે રાજમહેલ જોવા આવ્યા હતા અને તમારી પુત્રીથી પ્રભાવિત થતાં તમને મળવા અહીં આવ્યા છીએ.'' તે મહિલા આગળ આવીને બોલી.

હવે સુમનની માતાનો સંકોચ ઓછો થયો. તે આદરપૂર્વક અતિથિઓને ઘરમાં લઈ ગઈ. તે મહિલાએ ઘરમાં નજર નાખી જોઈ લીધું. ઘર નાનું છતાં સાફસૂફ અને વ્યવસ્થિત હતું. ઘર-ગૃહિણી અને કુટુંબના બીજા સભ્યોના વ્યક્તિત્વનો પરિચય આપે છે. તે મહિલા પણ મનથી સુમનની માતાની પ્રશંસા કરવા લાગી.

તેઓ સુમનની પ્રશંસા કરતાં કહેવા લાગ્યા કે કેવી રીતે તે બાલિકાએ બહુ કુશળતાપૂર્વક તેઓને આખો રાજમહેલ બતાવ્યો અને તેનો પરિચય આપ્યો. તેઓએ કહ્યું કે આ નાની બાલિકામાં જેટલી બોલવાની છટા છે, તે કોઈ કોઈકમાં જ જોવા મળે છે. મહિલાએ સુમનની માતાને કહ્યું કે આ બાલિકા પ્રતિભાશાળી છે. જો તેને વિકસવાનો સમય મળે તો તે ચમકી ઊઠશે. પોતાનો પરિચય આપતાં કહ્યું કે તે બાળકોની એક પ્રસિદ્ધ સંસ્થાની આચાર્યા છે. તે સંસ્થામાં બાળકોને બહુ મુશ્કેલીથી પ્રવેશ મળે છે. પરંતુ જો સુમનની માતા ઈચ્છા કરે તો તે તેને ત્યાં પ્રવેશ આપશે. એટલું જ નહીં, તેના રહેવાની ખાવા-પીવાની, ભણવાની, બધી વ્યવસ્થા મફત કરી આપવામાં આવશે.

સુમનની માતા આ પ્રસ્તાવને સાંભળીને મૌન રહી ગઈ. ત્યારે તે મહિલાએ વિસ્તારપૂર્વક સમજાવ્યું કે બાળકોની એ સંસ્થામાં યોગ્ય વાતાવરણ અને શિક્ષણ મેળવીને બાલિકાની પ્રતિભા પૂરી રીતે વિકાસ પામશે.

હવે સુમનની માતા બોલી, "બહેનજી, આપ ખોટું ન માનશો, આ અમારી એકમાત્ર પુત્રી છે. તેને અમે હમણાં ક્યાંય મોકલી શકીશું નહીં. હું તો વધુ ભણેલી નથી, પણ છતાં હમેશાં પ્રયત્ન કરતી રહું છું કે બાલિકાને સારા સંસ્કાર મળે, સારું શિક્ષણ મળે. તેનામાં બોલવાની અને લખવાની પ્રતિભા બીજાઓ કરતાં બહુ વધારે છે. તેના વિકાસ માટે અમે પ્રયત્ન કરતા રહીએ છીએ, એટલું જ નહીં તેનો વ્યવહાર અને સ્વભાવ પણ નમ્ર અને મિલનસાર બને તેવો અમારો પ્રયત્ન છે. આ બાલિકાથી ઘરના, આજુબાજુના અને શાળાના બધા

લોકો પ્રસન્ન અને સંતુષ્ટ છે. તે સાંભળીને અને જોઈને અમને પણ સુખ મળે છે.''

મહિલા કહેવા લાગી, ''બાળકોને સારી શાળાનું જ નહીં, પણ તમારા જેવી કુશળ માતાનું માર્ગદર્શન મળવું ખૂબ જ જરૂરી છે.''

સુમનની માતાએ થોડો વિચાર કર્યા પછી કહ્યું, ''બહેનજી, સારી શાળાનું મહત્ત્વ હું નથી જાણતી એવું નથી. અહીં પણ બાળકો માટે કેટલીક સારી શાળાઓ છે. મારી ઈચ્છા હતી કે સુમન તેમાં ભણવા જાય, પણ બાળકના શિક્ષણ માટે તેટલું ખર્ચ કરવાની અમારી શક્તિ નથી. એટલે અમે આ બાલિકાને સામાન્ય શાળામાં ભણવા મોકલીએ છીએ.

મહિલા બોલી, ''બહેન ! બાળક કોઈ પરિવારનું નહીં પણ સમાજની થાપણ છે. આ દેશનો ભાવિ નાગરિક છે. તેના ઉપર સમાજ અને રાષ્ટ્રની પ્રગતિનો આધાર છે. બાળકના વિકાસમાં ફાળો આપવો એકલા કુટુંબનું નહીં, પણ પૂરા સમાજનું કર્તવ્ય છે. તમે હવે પછી સુમનને સારી શાળામાં પ્રવેશ અપાવજો, તેના શિક્ષણ માટે તમને દર મહિને સો રૂપિયા મળ્યા કરશે. જ્યાં સુધી તે ભણ્યા કરશે ત્યાં સુધી આ મદદ મળ્યા કરશે.''

સુમનની માતાને આ સાંભળવાની આશા ન હતી. તે ધીમેથી બોલી, ''આપ આટલું કષ્ટ શા માટે ઉઠાવો છો ?''

મહિલાએ કહ્યું, ''મારી પાસે પૂરતી સંપત્તિ છે. વિચારું છું કે તે સમાજના હિતમાં વપરાય તો સારું. દર વર્ષે કેટલીક બાલિકાના શિક્ષણ માટે ખર્ચ કરું છું. આ વર્ષે આપની સુમનને પણ તેમાં સમાવી લઈશ.''

સુમનની માતાએ તે મહિલાની ખૂબ પ્રશંસા કરી અને કહ્યું, "સમાજ આપના જેવા ઊંચા વિચાર ધરાવતી વ્યક્તિઓથી જ ઉન્નત બને છે અને ગૌરવ મેળવે છે. બાકી મોટાભાગના લોકો તો પોતાના વિવિધ સ્વાર્થને પૂરા કરવામાં જ જીવન વિતાવે છે. તેઓને બીજા માટે થોડુંક કાંઈક કરવાની કે વિચારવાની ફુરસદ જ નથી."

ત્યાં તો સુમન બધાને માટે ચા બનાવી લાવી. વાતચીત દરમિયાન તે ક્યારે બધાની વચ્ચેથી ઊઠી ગઈ હતી તેની કોઈને ખબર પડી ન હતી. તેની આ વ્યવહાર કુશળતાથી અતિથિઓ મનમાં જ પ્રસન્ન થયા. તેના હાથની બનેલી સારી ચા પીને બધાના મન ખુશ થયા.

જતી વખતે અતિથિ સુમનને જબરજસ્તીથી થોડીક ભેટ આપતા ગયા. મહિલાએ સુમનનું સરનામું લીધું અને પોતાનું સરનામું આપ્યું. તેમને જલદીથી પૈસા મોકલી આપવાની વાત ફરીથી કહી.

થોડા દિવસ પછી સુમનની માતાને બસો રૂપિયાનો મનીઑર્ડર મળ્યો. મહિલાએ લખ્યું હતું કે પ્રવેશ વગેરેમાં વધારે ખર્ચ થશે એટલે આ મહિને વધારે રૂપિયા મોકલ્યા છે. તેણીએ આપેલું વચન પૂરું કર્યું. સુમનની માતાએ તેને સારી શાળામાં પ્રવેશ અપાવ્યો.

દર મહિને નક્કી કરેલી તારીખે સુમનને માટે રૂપિયા આવવા લાગ્યા. તેની માતા તે રૂપિયાનો ફક્ત તેના શિક્ષણ પાછળ ખર્ચ કરતી હતી. જો તેમાંથી થોડા રૂપિયા વધતા તો તે સુમનના બૅંકના ખાતામાં જમા કરાવતી હતી. જરૂર પડે તો પણ તેઓએ આ રૂપિયાનો પોતાના પરિવાર માટેના ખર્ચમાં ઉપયોગ કર્યો નથી. તેઓ તેને જમાનત સમજતા હતા.

સુમન અને તેના માતા-પિતા તે મહિલાનો આભાર માનતા થાકતા ન હતા. તે પણ જયપુર આવે છે ત્યારે સુમનને અવશ્ય મળે છે. સુમનનો વિકાસ જોઈને તે બહુ પ્રસન્નતા અનુભવે છે. સારો વ્યવહાર અને પ્રતિભા બીજાને આકર્ષિત કર્યા વગર રહેતા નથી. તે ગુણ ધરાવતી વ્યક્તિ હમેશાં બીજાથી સન્માન અને મદદ મેળવે છે. અને પોતાના ઉજ્જ્વળ ભવિષ્યનો માર્ગ સહજ રીતે સુખદ બનાવી લે છે. પોતાની સહાયતા પોતે કરે છે તો ઈશ્વર પણ તેને મદદ કરે છે.

# ૩. બુદ્ધિશાળી સુરભિ

સુરભિ અઢાર વર્ષની કિશોરી હતી. તે ખૂબ સમજુ અને ગંભીર હતી. એકવાર તેના માતા-પિતા અને તેનાથી બે વર્ષ નાના સૌરભને ઘરમાં મૂકીને ગયા હતા. તેઓને સુરભિ પર પૂરો વિશ્વાસ હતો કે તે તેઓના વગર પણ સારી રીતે ઘર સંભાળશે અને બંને ભાઈબહેન સારી રીતે રહેશે.

માતા-પિતા નહીં હોવાથી હવે સુરભિને પોતાના ઉપર મોટી જવાબદારી આવી છે તેવો અનુભવ થવા માંડ્યો. તે મોટી હતી. ઘરની સુરક્ષા અને સારી રીતે રહેવાની તેની વિશેષ જવાબદારી હતી. માતા પાસે તો તે નિશ્ચિંત રહેતી હતી. હવે રાતના તે ગાઢ ઊંઘ લઈ શકતી ન હતી. જરાક અવાજ થતાં તેની આંખ તરત જ ખુલી જતી હતી.

એ રાતના સુરભિ ઊંઘતી હતી. ત્યારે તેને અવાજ સંભળાયો, ''બચાવો, બચાવો.'' અવાજ કોઈ છોકરીનો હતો. સુરભિ એકદમ ઊઠી ગઈ. તેને જલદીથી સૌરભને પણ હલાવીને ઉઠાડી લીધો. ફરીથી અવાજ સંભળાયો. અવાજ



સડક ઉપરથી આવતો હતો. સુરભિ તરત ઊંઘતા સૌરભને ઘસેડીને બારી સુધી લઈ આવી. ત્યાંથી તેણે સડક ઉપર બૅટરીથી પ્રકાશ નાખ્યો. ત્યાંનું દૃશ્ય સ્પષ્ટ દેખાવા લાગ્યું. એક યુવતી રિક્ષાની પાસે ઊભી હતી અને થરથર કાંપી રહી હતી. તે યુવતીને ત્રણ-ચાર યુવક ઘેરી વળ્યા હતા. થોડે દૂર રિક્ષાવાળો ઊભો હતો. થોડીવારમાં જ સુરભિ સમજી ગઈ કે તે બધા બદમાશ છે અને છોકરીને પજવી રહ્યા છે. તે સૌરભને કાનમાં કહીને બહાર ગઈ.

બૅટરીનો પ્રકાશ પોતાના ઉપર પડતો જોઈને યુવકો થોડા ગભરાયા. ત્યારે સૌરભ જોરથી બોલ્યો, ‘‘ઊભા રહો, અમે હમણાં આવીએ છીએ.’’ સૌરભનો અવાજ સાંભળીને યુવકો ગભરાયા અને ત્યાંથી ભાગવા લાગ્યા. ‘‘કોઈ તેમનો મુકાબલો કરવાવાળો છે.’’ એ જાણીને અપરાધીઓની અડધી હિંમત ખલાસ થઈ ગઈ.

હવે સડક ઉપર તે યુવતી અને રિક્ષાવાળો જ રહી ગયા. યુવતી બહુ ગભરાતી હતી અને વિચારી રહી હતી કે શું કરું કે

ના કરું ? ત્યારે સુરભિએ ઉપરથી કહ્યું, ''ગભરાશો નહીં. રોકાઓ, અમે હવે આવીએ છીએ.''

સુરભિ અને સૌરભ નીચે આવ્યાં. સુરભિએ તે યુવતીને આદેશની માફક કહ્યું, ''ચાલો, અમારી સાથે ચાલો.''

તેને પાસે ઊભેલી રિક્ષાની તરફ ઈશારો કરતાં કહ્યું, ''મારે જવું છે.''

''શું ? ફરીથી કોઈ દુર્ઘટનાનો શિકાર બનવું છે ? અત્યારે જવા જેવું નથી. રિક્ષાવાળાને પૈસા આપી દો અને મારી સાથે ચાલો.'' સુરભિ વડીલની માફક બોલવા લાગી.

યુવતીએ ચુપચાપ સુરભિનો આદેશ માની લીધો. રિક્ષાવાળાને પૈસા આપી દઈ તે સુરભિ સાથે તેને ઘેર આવી. પોતાની સુરક્ષિતતા અનુભવતાં તેનામાં જીવ આવ્યો. અત્યાર સુધી ભયથી તેના હાથ-પગ કાંપી રહ્યા હતા. સૌરભે તેને પાણી પાયું અને સુરભિ તરત જ ચા બનાવી લાવી. થોડીવારે તે યુવતી સ્વસ્થ લાગવા માંડી. તે ચુપચાપ બેઠી હતી. સુરભિએ જ વાત શરૂ કરી. ''હવે તું તારી વાત કર.''

હવે યુવતીને હોશ આવ્યો કે તે કોઈ અપરિચિત સાથે છે અને પોતાને ઘેર જવાનું છે. તેણે બધી વાત બતાવતાં કહ્યું કે તે બહારથી આવે છે. રેલગાડી ત્રણ કલાક મોડી આવી. તે સ્ટેશનથી રિક્ષા કરીને ઘેર જઈ રહી હતી, ત્યારે ચાર રસ્તા ઉપર ત્રણ બદમાશોએ આવીને રિક્ષા અટકાવી. રિક્ષાવાળાને ધમકાવી તેને એકબાજુ ઊભો રાખ્યો અને તેઓ મને રિક્ષામાંથી ખેંચી રહ્યા હતા. પછી આંખોમાં કૃતજ્ઞતાના આંસુ લાવી, સુરભિ અને તેના ભાઈની તરફ જોતાં બોલી, ''આજે તમે લોકોએ મને કેટલી મોટી ભયંકર દુર્ઘટનામાંથી બચાવી લીધી

છે. તમારો ઉપકાર હું જીવનભર ભૂલી શકીશ નહીં.

સૌરભ બોલ્યો, "તમે ભગવાનને ધન્યવાદ આપો કે બહેનની આંખ તે જ વખતે ખુલી ગઈ.

સુરભિ કહેવા લાગી, "આટલી મોડી રાતે તમે આવ્યા જ કેમ ?" સ્ટેશન ઉપર પ્રતીક્ષાલયમાં જ કેમ ના રોકાયા."

યુવતી બોલી, "રેલગાડીનો આવવાનો સમય આઠ વાગ્યાનો હતો. હું અડધા કલાકમાં ઘેર પહોંચી જાત, તેથી મેં કોઈને સ્ટેશન પર આવવાનું લખ્યું ન હતું. વિચારતી હતી કે હજુ તો અગિયાર જ વાગ્યા છે, ઘેર રાહ જોતા હશે, ઘરથી સ્ટેશન બહુ દૂર નથી. રસ્તામાં આવી દુર્ઘટના થશે એવું માનેલું નહીં."

"ઠંડીથી મોસમમાં અગિયાર વાગે જ અડધી રાતના જેવો સન્નાટો છવાઈ જાય છે." સુરભિએ કહ્યું.

થોડીવાર વિચારીને બોલી, "પોતાની સુરક્ષા જાતે જ કરી શકીએ- એ વાત દરેક સમયે વિચારીને ચાલવું જોઈએ. સમાજમાં દરેક પ્રકારની વ્યક્તિ હોય છે. કેટલાક બીજાની સહાયતા માટે દરેક વખતે તૈયાર હોય છે, પરંતુ એવી વ્યક્તિ પણ ઓછી નથી કે જે બીજાને સંકટમાં ફસાયેલા જોઈને આંખ આડા કાન કરી પલાયન થઈ જાય."

યુવતીએ સુરભિની વાતને સમર્થન આપ્યું. તેને થોડી પરેશાની યુક્ત લાગતાં સુરભિએ કારણ પૂછ્યું, તે કહેવા લાગી,

"હું ઘેર જવા ઈચ્છું છું. ત્યાં બધાં મારી રાહ જોતા હશે. તમે ભાઈને મારી સાથે મોકલી આપો.

સુરભિએ થોડીવાર વિચારીને કરી કહ્યું, "અત્યારે રાતના બાર વાગ્યા છે. કોઈ મુશ્કેલીમાં આવતાં આ એકલું બાળક શું



કરી શકશે ? બદમાશો નજીકમાં ક્યાંક છુપાયેલા હોય એવી શક્યતા સાથે તેઓ આવે અને હુમલો કરે. સારું તો એ છે કે આજની રાત અહીં રોકાઈને કાલે દિવસ થતાં જતા રહેજો. અહીં તમને કોઈ અસુવિધા થશે નહીં. તમે અમને તમારાં નાના ભાઈ-બહેન સમજો.

''તમે તો હંમેશાં મારાં ભાઈ-બહેન છો. તું બુદ્ધિશાળી છે, જેમ તું કહીશ તેમ હું કરીશ.'' યુવતીએ કહ્યું.

થોડીવાર સુધી ત્રણે વાતો કરતાં રહ્યાં. યુવતીએ તેઓને પોતાનો પરિચય આપ્યો. થોડીવારમાં તેઓ ત્રણે એવાં હળીમળી ગયાં કે જાણે વર્ષોથી એકબીજાના પરિચિત ન હોય. સુરભિએ વાત પૂરી કરી. ''સારું બહેન, હવે આપણે ઊંઘી જઈએ. તમે થાકેલાં છો અને સવારે જલદી જવાનું છે.''

બીજા દિવસે ચા-નાસ્તો કરાવીને તેઓએ તે યુવતીને વિદાય

કરી. તેણી ફરીથી આવવાની અને મળતા રહેવાની વાત કરી જતી રહી.

તે જ દિવસે સુરભિનાં માતા-પિતા પાછાં આવી ગયાં. બાળકોની બુદ્ધિશાળી વાત સાંભળીને તેઓ ખૂબ પ્રસન્ન થયાં. સુરભિની માતા બોલી, ''બીજાઓને સહાયતા કરવી તેમાં જ હોશિયારી છે. પોતાના માટે અને પોતાના સ્વાર્થ માટે તો બધા જીવે છે. તેમાં તો શી વિશેષતા છે ?''

સુરભિ અને સૌરભ હસતાં હસતાં બોલ્યાં ''માતા, તારા શિક્ષણને તો હમેશાં યાદ રાખીશું.''

તે યુવતી અવારનવાર સુરભિને ઘેર આવે છે. સુરભિ અને સૌરભને તે નાના ભાઈબહેનની માફક રાખે છે. સૌરભને તે રક્ષાબંધનના દિવસે રાખડી બાંધે છે. તેઓનાં માતા-પિતાને પણ માન આપે છે. તે તેઓના કુટુંબની એક સભ્ય જેવી જ બની ગઈ છે. તેમ કેમ ન થાય, જે સંકટમાંથી ઉગારે અને રસ્તો ભૂલવા પર આત્મીયતાથી સારા રસ્તે જવાનો ઉપદેશ આપે અને પોતાના આત્મસન્માનને સુરક્ષિત કરી આત્મવિશ્વાસ જગાવે, તે જ વાસ્તવિક રીતે પોતાનો સાચો બંધુ અને આત્મીય છે.

# ૪. પ્રયત્નની પૂર્ણતા

જગન શિક્ષક સાહેબ ખેરાગઢ ગામમાં થોડા દિવસ પહેલાં જ આવ્યા હતા. તે સરકારી શાળામાં ભણાવતા હતા. શિક્ષણની દૃષ્ટિએ ખેરાગઢ બહુ પાછળ હતું. શાળામાં થોડાક જ બાળકો ભણવા આવતા હતા. મોટાભાગના માબાપ તો બાળકોને ખેતરમાં કામમાં જોડી રાખતા.

પણ શિક્ષક સાહેબ હાર માનવાવાળા ન હતા. તેઓ કેવળ આજીવિકા માટે આ વ્યવસાયમાં આવ્યા હોય તેમાંના શિક્ષક ન હતા. તેમનામાં શિક્ષકના ગુણ અને તેનું ગૌરવ ખૂબ જ હતું. જ્યારે અને જ્યાં તક મળતી તો તે બાળકોના માબાપને શિક્ષણનું મહત્ત્વ, તેની જરૂરિયાતને સમજાવવાનું ભૂલતા નહીં. તેમની હાર્દિક ઈચ્છા હતી કે આખું ખેરાગઢ સાક્ષર બની જાય. કશું નહીં તો કાગળ, છાપું વગેરે તો દરેક વ્યક્તિ પોતપોતાની રીતે લખી-વાંચી શકે. આ ઉદ્દેશ્યને માટે તેમણે રાતના સમયની



પ્રૌઢશાળા શરૂ કરી. ખેડૂતો આ સમયે કશું કરતા નહીં અને આ સમય ગપ્પાં મારવામાં પસાર કરતા હતા. શિક્ષક સાહેબના ભારપૂર્વક કહેવાને લીધે ૮-૧૦ ખેડૂત શીખવા આવવા લાગ્યા. પણ ધીમે ધીમે તે સંખ્યા ઓછી થતી હતી. તપાસ કરતાં જાણવા મળ્યું કે ભોલુ તેઓ બધાને ભડકાવતો અને ભણવાથી

દૂર રાખતો હતો. ભોલુ કહેતો હતો, ‘‘ભાઈઓ, લખવા-વાંચવાથી શું કરશો ? તમારે નોકરી થોડી કરવાની છે ? ખેતી કરવાવાળા આપણે ખેડૂતોએ લખવા-વાંચવાની કોઈ જરૂરિયાત નથી. આખા દિવસની મહેનત પછી થોડો સમય બચે છે તે ગપ્પાં મારવા માટે છે, નહીં કે માથું દુઃખાડવા માટે છે.

સારી વાતની અસર ધીરેથી થાય છે અને ઓછો સમય રહે છે. પણ ખોટી વાત, ખોટા તર્ક, બહુ જલદી પ્રભાવ પાડે છે. ભોલુની વાતની ખેડૂતો ઉપર અસર થઈ અને તેઓએ શાળાએ જવાનું છોડી દીધું. તેઓ પહેલાંની માફક ચોગાનમાં એકઠાં થઈ ગપ્પાં મારવા લાગ્યાં.

આ દરમિયાન શિક્ષક સાહેબને થોડા સમય માટે બહાર જવાનું થયું. તેઓએ મનમાં ધાર્યું કે હવે આવ્યા પછી આ લોકોને સમજાવીશ.

એક દિવસ ભોલુને ત્યાં તાર આવ્યો. તેનો નાનો ભાઈ શહેરમાં રહેતો હતો. તેણે આ તાર મોકલ્યો હતો. ભોલુ તો જાતે ભણેલો ન હતો. તે એવી વ્યક્તિને શોધવા નીકળ્યો કે જે તેને આ તાર વાંચી આપે. પણ આખા ગામમાં ફરવા છતાં ભોલુને પોતાને આ ઉદ્દેશમાં સફળતા મળી નહીં. ગામમાં જે થોડા ભણેલા નવયુવકો હતા તે બધા એક હરીફાઈમાં ભાગ લેવા માટે શહેરમાં ગયા હતા. ભોલુ મન વાળીને રહી ગયો. તેનું મન બહુ જ આશંકાઓથી ઘેરાઈ ગયું. આખરે તેનાથી રહેવાયું નહીં અને તેથી બીજે દિવસે સવારે ભાઈને મળવા તે નીકળી પડ્યો. ચાર કલાકની મુસાફરી કર્યા પછી તે જ્યારે શહેરમાં ભાઈને રહેઠાણે પહોંચ્યો તો ત્યાં મોટું તાળું લટકતું

જોયું. હવે તેનું હૃદય ઝડપથી ધડકવા લાગ્યું. જેમ તેમ કરીને મકાનમાલિકની પાસે જઈ ભાઈ અંગે પૂછપરછ કરવા માંડી. તેમણે જાણાવ્યું કે તેને અચાનક કૉલેજ તરફથી કોઈ હરીફાઈમાં ભાગ લેવા માટે મદ્રાસ જવું પડ્યું છે. ૧૫-૨૦ દિવસ પછી તે પાછો આવશે.

આખી વાત જાણ્યા પછી ભોલુને રાહત થઈ. આગલા દિવસથી તેણે કશું ખાધું ન હતું. જાતજાતની ખોટી-ખરાબ આશંકાઓથી તે છેલ્લા ચોવીસ કલાકથી ખૂબ જ ત્રસ્ત હતો. હવે તેને પોતે ખૂબ જ થાકેલો હોય તેવો અનુભવ થવા લાગ્યો. તે સીધો ગામ પાછો આવ્યો. આખા રસ્તે તે વિચારતો રહ્યો, "શિક્ષક સાહેબ સાચું જ કહેતા હતા. થોડું ઘણું લખતાં વાંચતાં બધાને આવડવું જોઈએ, એ ખાસ જરૂરી છે. જો મને તાર વાંચતાં આવડતો હોત તો શું મને અકારણ માનસિક ક્લેશ સહેવો પડત ? શું મારો સમય અને ધન બરબાદ થાત ?

શિક્ષક સાહેબ જ્યારે ગામમાં પાછા આવ્યા તો તેમણે જાણ્યું કે ભોલુ પણ નિયમિત રૂપથી તેમની પ્રૌઢશાળામાં આવે છે. એટલું જ નહીં તે પોતાના મિત્રોને પણ સાથે ભણવા લાવે છે. શિક્ષક સાહેબ આમ જ ઈચ્છતા હતા. તેમણે ભોલુને વધુમાં વધુ મિત્રોને સાક્ષર બનાવવા માટે પ્રોત્સાહિત કર્યો.

ધીરે ધીરે ગામમાં બધા જ ખેડૂતો સાક્ષર બની ગયા. તેઓ તેનો ઉપયોગ ખેતી માટે કરવા લાગ્યા. તેઓ કૃષિસંબંધાં પુસ્તકો, પત્રિકાઓ વગેરે વાંચીને વિવિધ માહિતી મેળવવા લાગ્યા અને તેનાથી લાભ મેળવવા લાગ્યા. તેઓની ખેતી પહેલાં કરતાં સારી થવા માંડી.

હવે જ્યારે તે પાછલી સ્થિતિ વિશે વિચારે છે ત્યારે તેઓને

હસવું આવે છે કે પહેલાં તેમની દુનિયા, તેનું જ્ઞાન કેટલું સીમિત હતું, જેમ કે કૂવામાંનો દેડકો. હવે તો તેઓ તે સ્થિતિનો વિચાર પણ કરશે નહીં. દેશવિદેશના વિવિધ સમાચાર જાણવા માટે છાપું વાંચ્યા વગર તેમને ચેન પડતું નથી.

જગન શિક્ષક સાહેબ ગામની આ પ્રગતિથી ફૂલાતા નથી. સાચું છે કે, ''લોકમંગળને માટે સાચા મનથી નિરંતર કરાયેલા પ્રયત્ન અવશ્ય સફળ થાય છે.''

# ૫. સજાગ માતા

પ્રવીણને કૉલેજ પુસ્તકાલયમાંથી જે પુસ્તક એક અઠવાડિયા માટે મળ્યું હતું તે બહુ સારું લાગતું હતું. પ્રવીણે તેને બે-ચાર વાર વાંચ્યું. છતાં તેને સંતોષ થયો નહીં. પુસ્તકનો કેટલોક ભાગ સંગ્રહ કરવા જેવો હતો. તેણે તેમાંથી ઉતારો કરવા માંડ્યો. પણ જલદીથી તે કંટાળી ગયો. તે ચંચળ સ્વભાવનો હતો એટલે કોઈ એક કાર્યમાં લાંબા સમય સુધી મન લગાવી શકતો નહીં. આ કામ તેના માટે સરળ ન હતું.

અઠવાડિયા પછી પ્રવીણે તે પુસ્તક પાછું આપી દીધું. તે પુસ્તક મેળવવા તે બજારમાં ખૂબ ફર્યો પણ ક્યાંય મળ્યું નહીં. તે જ્યારે પણ પુસ્તકાલયમાં જતો તો કાચના કબાટમાં રાખવામાં આવેલા પુસ્તકથી તેનું મન લલચાઈ જતું.

એક દિવસ ભારે વરસાદના કારણે વિદ્યાલયમાં રજા જાહેર કરવામાં આવી. પુસ્તકાલયમાં બે-ચાર વિદ્યાર્થીઓ હતા. પ્રવીણ પુસ્તકાલયમાં ફરતાં ફરતાં પુસ્તક હતું તે કબાટ પાસે જઈને ઊભો રહ્યો અને તેણે ચારે બાજુ નજર ફેરવી. વાદળોને લીધે રૂમમાં અંધારા જેવું હતું અને નજીકમાં કોઈ ન હતું.



જલદીથી તેના હાથ પુસ્તક સુધી પહોંચી ગયા. જે પાનાઓ ઉપર તેણે નિશાની કરી હતી તે પાનાં તે એકપછી એક ફાડવા લાગ્યો. આ રીતે પ્રવીણે આઠ-દસ પાનાં ફાડી લીધાં, તે પાનાં વાળી બનિયનની નીચે સંતાડી દીધાં. તે ચોરની જેમ આમતેમ નજર નાખતો પુસ્તકાલયના મકાનમાંથી બહાર આવી ગયો.

પુસ્તકનાં પાનાં ફાડતી વખતે તેનું હ્રદય ધડકતું હતું. પણ ઘેર આવતાં આવતાં તેનો બધો ડર દૂર થઈ ગયો હતો. ઊલટાનું તે પોતાની બુદ્ધિમત્તા ઉપર પ્રસન્ન થઈ રહ્યો હતો કે કોઈ પરિશ્રમ વગર તેનું કામ થઈ ગયું. પ્રવીણે ઘેર આવીને તે કાગળોને પોતાની ચોપડીઓની અંદર છુપાવીને રાખ્યા. જ્યારે પણ તેની ઈચ્છા થતી ત્યારે તે બહાર કાઢી વાંચી લેતો.

અઠવાડિયા પછીની વાત છે. પ્રવીણ રમીને પાછો આવ્યો કે તરત જ તેની માતા તેની પાસે આવી. તેના હાથમાં ફાટેલા કાગળો હતા. તે પૂછવા લાગી. ''આ ક્યાંથી આવ્યા?'' પ્રવીણ એક ક્ષણ માટે ગભરાયો. તે જાણતો હતો કે માતા બહુ કડક છે, જો તેને સાચી વાતની ખબર પડશે તો તે નારાજ થશે.

તે ખોટું બોલ્યો. "અજયને ત્યાં એક પુસ્તક પડ્યું હતું તેમાંથી ફાડ્યા છે."

માતાનો ચહેરો કઠોર થઈ ગયો. તે એકદમ તીક્ષ્ણ દષ્ટિથી જોતાં બોલી, "ચોરી તો કરી છે, જૂઠું પણ બોલે છે."

"ના, ના, એવું તો નથી," પ્રવીણે સહેજ ગભરાતાં કહ્યું. તે સમજી ગયો કે તેની બુદ્ધિશાળી માતાએ ચોરી પકડી પાડી છે.

ત્યારે તેની માતાએ ગંભીર અને કઠોર અવાજે કહ્યું, "કૉલેજની ચોપડીમાંથી ફાડ્યાં છે ને ?"

સાચી વાત બહાર આવતાં પ્રવીણ ના પાડી શક્યો નહીં. માતાએ વારેઘડીએ પૂછવાનું ચાલું રાખતાં પ્રવીણે આખી વાત કહી દીધી. તે દિવસે પ્રવીણની માતા બિલકુલ બોલી નહીં. સાંજનો નાસ્તો કે રાતનું ખાવાનું તેને મળ્યું નહીં. તેનામાં પણ માતા પાસે જઈને ખાવાનું માગવાની શક્તિ ન હતી. ભૂખને કારણે રાતના પણ સારી રીતે ઊંઘ આવી નહીં.

સવારે નાસ્તાના સમયે પરિવારના બધા સભ્યોની હાજરીમાં માતાએ કહ્યું, "પ્રવીણ, તારે પોતાને આ કામને માટે પુસ્તકાલય અધ્યક્ષને મળીને ક્ષમા માંગવી પડશે. પુસ્તકની કિંમત પણ પૂછી લાવીને તે બીજા દિવસે જમા કરાવવાની રહેશે."

માતાની વાત સાંભળીને પ્રવીણ ગભરાઈ ગયો. તેનો મતલબ એ હતો કે તેની ચોરીની વાત બધાની આગળ ખુલ્લી થઈ જશે. તે બહુ કરગર્યો, પણ માતાએ તેની એક વાત માની નહીં. તેણે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું, "પાપ કર્યું છે તો તેનું પ્રાયશ્ચિત્ત કરવામાં ડર શાનો ?" ખોટું કામ કરી રહ્યો હતો ત્યારે વિચાર

નહતો આવ્યો ?''

પ્રવીણ જાણતો હતો કે નૈતિક શિક્ષણ અને સદાચારના વિષયમાં તેની માતા બહુ કઠોર છે. જો તે પુસ્તકાલય અધ્યક્ષ પાસે નહીં જાય તો તે જાતે પહોંચી જશે. લાચાર થઈને તે બીજે



દિવસે તેમને મળવા ગયો. તેમને એકલા જોઈને પ્રવીણ તેઓની નજીક માથું નમાવીને ચૂપચાપ ઊભો રહી ગયો. તેમણે પૂછ્યું, ''બાળક, શું વાત છે ?'' તો તેણે તેની માતાનો પત્ર ધીરથી તેમની સામે રાખ્યો.

પત્ર વાંચીને તેઓ તેને માથાથી પગ સુધી જોઈ ગયા. પ્રવીણ મનમાં જ ગભરાવા લાગ્યો કે તેઓ તેને ધમકાવશે પણ તેનાથી ઊલટું થયું. તેમણે ખૂબ જ પ્રેમથી સમજ આપી કે આ પ્રકારે પુસ્તકનાં પાનાં ફાડવાથી ખૂબ ખરાબ કામ થયું છે. તેમ કરવાથી અનેક વિદ્યાર્થી તે જ્ઞાનથી વંચિત રહી જાય છે. જે પાનાંની પ્રવીણને જરૂર હતી તેની બીજાઓને પણ જરૂર હોય. હવે પ્રવીણને પોતાની ભૂલ સમજાઈ. તેણે બે હાથ જોડી માફી

માગતાં કહ્યું, ''હું જીવનમાં આવી ભૂલ ફરીથી ક્યારેય નહીં કરું.''

પુસ્તકાલય અધ્યક્ષે એક પત્ર તેની માતા ઉપર લખી આપ્યો. જેમાં તેઓએ બાળકને સજાગ બનાવવામાં અને તેઓને સારા સંસ્કાર આપવા માટે તેમની પ્રશંસા કરી હતી અને પુસ્તકની કિંમત નહીં મોકલવા માટે લખ્યું હતું.

તે દિવસે પણ પ્રવીણ ઘેર જઈને કશું ખાઈ શક્યો નહીં. વાત બહાર આવી જવાથી તેનું મન ખૂબ જ ક્ષુબ્ધ હતું, પણ માતાનો વ્યવહાર ગઈકાલ જેવો રૂક્ષ અને કઠોર નહોતો. આજે તે પ્રેમથી સમજાવતાં કહી રહી હતી, ''બેટા, હું જાણું છું, કે તું શું વિચારે છે ? તારી ભૂલની બધાને ખબર પડી ગઈ છે એટલે તારું મન પરેશાન છે, સ્વાભાવિક છે. ખરી રીતે તો આટલી શરમ, આટલી પરેશાની તે સમયે થવી જોઈએ જે સમયે ભૂલ કરવા માટે તું તૈયાર થયો. ભૂલ કરવી ખરાબ છે, નહીં કે તેની આત્મસ્વીકૃતિ. ભૂલ કરવાવાળા પશ્ચાત્તાપ કરે છે તો પોતાનો વિકાસ કરી શકે છે અને તેઓ સદા સારા રસ્તા ઉપર આગળ વધે છે. બધા મોટા લોકો આ વાતને સમજે છે. એટલે ભૂલનો સ્વીકાર કરતાં દુઃખી બનવું જોઈએ નહીં. તેમ છતાં સંતોષ માનો કે તું ખોટા રસ્તે જતાં બચી ગયો છું. નાની નાની ભૂલો એક દિવસ મોટા અપરાધી બનાવે છે.''

માતાએ પ્રવીણને એક કાગળ અને રૂપિયા આપ્યા તથા પુસ્તકાલય અધ્યક્ષને આપવાનું કહ્યું. કાગળમાં તેમાણે લખ્યું હતું, ''તમે વિદ્યાર્થીએ કરેલી ભૂલ બદલ તેની સાથે સહાનુભૂતિપૂર્ણ વ્યવહાર કર્યો છે તે ખરેખર આપના ઉદાર વ્યક્તિત્વનો પરિચય આપે છે. વાસ્તવિક રીતે બનાવને ધ્યાનમાં

રાખી બાળકો સાથે ક્યારેક કઠોરતા તો ક્યારેક કોમળતાની જરૂરિયાત રહે છે. મારી બાબતમાં આપે જે લખ્યું છે, તેવી મોટી હું નથી, પણ ખરેખર એક માતાની ફરજ તરીકે બાળકોની બાબતમાં દરેક રીતે સજાગ રહું છું અને પ્રયત્ન કરતી રહું છું કે તેને સમાજ અને રાષ્ટ્રનો એક યોગ્ય નાગરિક બનાવું. મારી એવી ઈચ્છા છે કે દરેક માતા પોતાના સંતાનના નિર્માણમાં સજાગ અને તત્પર રહે, જેથી આપણા રાષ્ટ્ર અને સમાજને ચારિત્ર્યવાન નાગરિકો મળે, જે ગૌરવાન્વિત કરે.

# ૬. સમીરની ચતુરાઈ

સમીરને ઉનાળુ વેકેશન હતું. આ દિવસોમાં તે તેના પિતાના કામમાં વધુને વધુ મદદ કરતો હતો. તેના પિતા શરાફી કામ કરતા હતા. સમીરે કિશોરવયમાં જ તેમની પાસેથી ઘણુંખરું કામ શીખી લીધું હતું.

એક દિવસ સમીરના પિતાની તબિયત સારી ન હતી. ગરમી પણ સખત ભયંકરતાથી પડી રહી હતી. સમીરે તેમને આગ્રહ કરીને ઘર પર જ રહેવાનું કહ્યું અને તેણે જાતે દુકાન ખોલી. તે દિવસે કારીગરોની મદદથી તેણે દુકાન ચલાવી. જ્યારે સાંજના સમયે ઠંડક થઈ ત્યારે તેના પિતા દુકાને આવ્યા.

દિવસ પૂરો થવા આવ્યો હતો. બજારમાં ખૂબ ભીડ હતી. ત્યારે ત્રણ વ્યક્તિ સમીરના પિતા પાસે આવી. તેમણે પોતાની થેલીમાંથી એક ચમકદાર સોનાનો હાર કાઢ્યો અને કરગરતા બોલ્યા, "શેઠજી, અમે ખૂબ મુશ્કેલીમાં આવી ગયા છીએ. અમને થોડી મદદ કરો."

શેઠજી કાંઈ પૂછપરછ કરે તે પહેલાં જ એક વ્યક્તિ, હાફતાં



હાંફતાં કહેવા લાગી, ''અમે ગ્વાલિયરથી અહીં ફરવા આવેલા. અચાનક જ બપોરના અહીં મારી પત્ની બસ સાથે અથડાઈ ગઈ. અત્યારે તે મરણતોલ સ્થિતિમાં હૉસ્પિટલમાં છે. આપ તો જાણો છો કે રૂપિયા વગર કોઈ સારવાર થાય નહીં. આપ જલદીથી આ હાર રાખીને જેટલા રૂપિયા આપી શકાય તેટલા આપો. અમે આપના બહુ આભારી થઈશું.'' સાથે આવેલા બે વ્યક્તિઓ પણ સમર્થન કરતાં વિનંતી કરવા લાગ્યા.

શેઠજીને તેમની વાત સાંભળીને દયા આવી. સાથે જ હારની સુંદર બનાવટે પણ તેમના મનને લલચાવી દીધું હતું. તેઓ તે હાર પોતાના હાથમાં લઈ બારીકાઈથી તપાસવા લાગ્યા. તે દરમિયાન સમીરના મનમાં કોઈક વિચાર આવ્યો. તેને થયું કે આમાંની એક વ્યક્તિને તેણે ક્યાંક જોઈ છે. થોડું ધ્યાન કરતાં તેને યાદ આવ્યું કે ચાર પાંચ દિવસ પહેલાં આ વ્યક્તિને તેના ખાસ મિત્ર પવનના ઘરની આસપાસ શંકાસ્પદ રીતે ફરતો

જોયો હતો. તેણે એકબીજાને કહ્યું પણ હતું કે આ ચોર-ઉઠાઉગીર જેવો લાગે છે. તેઓ તેનો પીછો કરવા માંગતા હતા પણ તે એકદમ દેખાતો બંધ થઈ ગયો. સમીરે મનમાં જ નિર્ણય કરી લીધો. તેણે ઈશારાથી તેના પિતાને સમજાવ્યા. પછી તે કહેવા લાગ્યો, ''હું તમારા માટે થોડુંક ઠંડું લઈ આવું.''

સમીર જલદીથી ચાલીને નજીકની પોલીસ ચોકી ઉપર પહોંચ્યો. ત્યાં તેના ઓળખીતા જમાદાર બેઠા હતા, જે તેનાં સાહસિક કામોના પ્રશંસક હતા. તેઓ હસતાં હસતાં બોલ્યાં, ''કહો બહાદુર, કેમ આવવું પડ્યું ?''

સમીરે જલદીથી પોતાની શંકા બતાવી અને સંભવ છે કે કોઈ ચોરીનો માલ તેની દુકાને વેચાવા આવ્યો છે. જમાદાર બે મદદનીશોની સાથે જલદીથી સમીરની સાથે ગયા. તે બધા સાદાં કપડાંમાં હતાં. સમીર તે બધાંને માટે ઠંડા પીણાં સાથે લઈ ગયો. બધા શાંતિથી ઠંડાં પીણાં પીવા લાગ્યા. જમાદાર તો તેઓને જોતાં જ ઓળખી ગયા. તેઓ બાજુના નગરના નામચીન ઠગ હતા. ખિસ્સાં કાપવાં, ઘરેણાં કાપવા જેવાં કારણોને લીધે તેઓ અનેકવાર પકડાઈ ચૂક્યા હતા. આજકાલ આ શહેરમાં પણ આવા બનાવો બનતા હતા અને પોલીસ તેની તપાસમાં જ હતી.

આ દરમિયાન શેઠજી અને તે વ્યક્તિઓ વચ્ચે આઠ હજારમાં સોદો નક્કી થયો હતો. તેઓ જલદીથી રૂપિયા લેવા માટે ઉતાવળ કરતા હતા. ત્યારે જમાદાર શેઠજીની સામે પડેલા હારને ઉઠાવીને બોલ્યા, ''વાહ, આ હાર તો ખૂબ સુંદર છે. તમે કહો તો હું જ તે લઈ લઉં. મારી પત્ની તે જોઈને ખૂબ જ ખુશ થશે.''




"જરૂર, જરૂર, તમે જ લઈ લો. આમ તો અમે પણ તેને વેચવાના જ હતા." શેઠજીએ જમાદારની તરફ હાર આપતાં કહ્યું.

જમાદારે પોતાની સાથે સાદાં કપડાંમાં બેઠેલા પોતાના મદદનીશોને કહ્યું, "જાઓ, તમે તેઓને મારે ઘેરથી રૂપિયા અપાવી દો." ત્રણ વ્યક્તિઓ ઊભી થઈ જવા લાગી. થોડીવાર પછી જમાદાર અને સમીર પણ તેમની પાછળ જવા લાગ્યા. પોલીસ ચોકી નજીક આવતાં લૂંટારાઓએ ભાગવાની કોશિશ કરી, પરંતુ સાથે રહેલા જમાદાર અને સમીરે તેઓને જોરથી પકડી લીધા. ઘોંઘાટ સાંભળતાં આજુબાજુના લોકો પણ એકઠા થઈ ગયા. બધા તેઓને ઘસેડીને ચોકીમાં લઈ ગયા.

પહેલાં તો તેઓ એમ જ કહેતા હતા કે તે હાર તેઓનો જ છે. જ્યારે જમાદારે પૂછ્યું કે તમારી પત્ની કઈ હૉસ્પિટલમાં છે ? તેનું નામ શું છે ? તો તેઓ પકડાઈ ગયા. જમાદારે જલદીથી તેઓની પાસે સ્વીકારી લેવડાવ્યું કે તે હાર ચોર્યો

છે. બસ, પછી શું થાય, ત્રણેને અંદર બંધ કરી દીધા.

જમાદાર અને એકઠા થયેલા લોકોએ સમીરની બુદ્ધિમત્તાની ખૂબ પ્રશંસા કરી. તેમણે પોતાના તરફથી સમીરને પુરસ્કાર આપ્યો અને નાગરિકોને કહ્યું, "લૂંટારાઓ પકડાઈ જવાથી તમે બધા રાહતનો અનુભવ કરશો."

નગરમાં ખરેખર લૂંટફાટના બનાવો ઘટી ગયા. બીજા અઠવાડિયે નાગરિકોએ એક સમારંભનું આયોજન કર્યું અને તેમાં સમીરને અભિનંદન આપવામાં આવ્યા.

કોઈપણ આપણને ત્યારે જ ઠગી શકે છે જ્યારે આપણે લાલચમાં ફસાઈ જઈએ છીએ. આવા પ્રસંગે આપણે થોડાક વિવેક અને સાવધાનીથી કામ લઈએ તો મોટી દુર્ઘટનામાંથી બચી જઈએ અને સમાજને ખરાબ અને દુષ્ટ સ્વભાવવાળાઓથી બચાવી શકાય. એટલે જરૂરી એ છે કે આપણે વિશેષ પરિસ્થિતિમાં સાવધાનીથી આપણી શંકાની તપાસ કરીએ. સમય પ્રમાણે ઉપાય કરી આવતી મુશ્કેલીઓથી બચી જઈએ અને દુષ્ટ વ્યક્તિને ખરાબ કામનું યોગ્ય પરિણામ મળ્યા પછી તેને પણ સાચા રસ્તા ઉપર લાવવા માટે સમર્થ બનીએ.

# ૭. કુસંગનું પરિણામ

સોમાંકના પિતાજી મોટેભાગે બહારગામ રહેતા હતા. તેમની નોકરીમાં જલદી જલદી બદલી થતી હતી. બાળકોને સારું શિક્ષણ મળે, તેટલા માટે તેમની પત્ની અને બાળકોને એક જ સ્થળે રહેવા દીધા હતા.

સોમાંકની માતા પણ નોકરી કરવા લાગી હતી. તે કામમાં




વ્યસ્ત રહેતી હતી. ઘર, બાળકો અને શાળા-ત્રણેની જવાબદારી તેના ઉપર હતી, જેને તે બહુ જ કુશળતાથી નિભાવતી હતી. તેની ઈચ્છા એ હતી કે તેનાં બાળકો પણ તેની માફક પરિશ્રમી બને. આ કારણથી તે બાળકોને સારી સુવિધાઓ આપતાં પણ તેઓને કામમાં રાખતી. બાળકોમાં સોમાંક સૌથી મોટો હતો. હાઈસ્કૂલમાં અભ્યાસ કરતો પંદર વર્ષનો કિશોર હોવાથી બજારમાંથી ખરીદીનું કામ તેને સોંપવામાં આવેલું. સોમાંકની માતા કુશળ ગૃહિણી હતી. મહિના માટેની વસ્તુઓ, ઘઉં, દાળ, મસાલા વગેરે તો તે અકીસાથે ખરીદી લેતી હતી. ફક્ત બાકી રહી જતી હતી નાની મોટી વસ્તુઓ જેવી કે શાકભાજી, ફળફળાદી, વગેરે. સોમાંકે જ્યારથી આ બધું લાવવાનું શરૂ કર્યું ત્યારથી તે રાહત અનુભવવા લાગી.

સોમાંકની માતા બાળકોને ખિસ્સાખર્ચી માટે થોડાક જ

પૈસા આપતી. બાળકો પૈસાનો ખોટો બગાડ કરે અથવા બજારની વસ્તુઓ ખાય, તે તેને પસંદ નહતું. તે રસોઈકળામાં નિપુણ હતી. બાળકોની માંગ પ્રમાણે સ્વાસ્થ્યપ્રદ વસ્તુઓ તે સામાન્ય રીતે ઘેર જ બનાવતી હતી, પણ સોમાંકને પોતાના મિત્રોની સાથે રહેવાથી પૈસાનો બગાડ કરવાની ટેવ પડી ગઈ હતી. સિનેમા જોવાનો શોખ પણ તેણે પોષ્યો હતો. પરંતુ તેનો ખિસ્સાખર્ચ ઓછો હોવાથી કેટલીકવાર તેણે મન મનાવી લેવું પડતું હતું. મિત્રો પણ ક્યાં સુધી ખર્ચ કરે ? તેઓ તેને મહેણાં મારતા હતા. સોમાંકને એક મિત્રે પૈસા મેળવવાનો એક ઉપાય બતાવ્યો, તું ઘરની વસ્તુઓ થોડી થોડી વજનમાં ઓછી લીધા કર. તેનાથી તારી માતાને ખબર પણ પડશે નહીં અને તારી પાસે પૈસા બચશે.

સોમાંકનું મન આવું કામ કરીને પોતાની માતાને દગો દેવાનું માનતું ન હતું. પણ મિત્રોએ ફોસલાવવાથી તે તેમ કરવા લાગ્યો. તેઓ બધા જ એવી તરકીબ વાપરતા હતા. શરૂઆતમાં એમ કરવામાં સોમાંક ખચકાયો, પણ ચાર-છ વખત તેમ કરવાથી તે ટેવાઈ ગયો. કોઈપણ ખોટું કામ શરૂ કરવામાં આવે છે તો મન તેને રોકે છે, પણ તેની ઉપેક્ષા કરીને વ્યક્તિ ખોટું કામ કરવાનું ચાલું રાખે છે તો તેની અંતઃચેતના બહેરી થઈ જાય છે.

સોમાંકની માતા સામાન્ય રીતે નક્કી કરેલી દુકાનેથી જ વસ્તુ મંગાવતી. તે કહેતી કે એમ કરવાથી દુકાનદાર સારી રીતે પરિચિત થઈ જાય છે અને તે સારી વસ્તુઓ આપે છે. સોમાંક જે દુકાનેથી શાકભાજી લેતો હતો તેનો માલિક તેને સારી રીતે ઓળખતો હતો, તેથી સારી વસ્તુઓ આપતો હતો. સોમાંક

તેને કોઈ શાકભાજી ૪૫૦ ગ્રામ તો કોઈ ૯૦૦ ગ્રામ જોખવાનું કહેતો. એક બે દિવસ તો તેને ટોક્યો તો સોમાંકે પૈસા ઓછા હોવાનું બહાનું કાઢ્યું. પરંતુ અનુભવી દુકાનદારની આંખોથી આ છૂપું રહી શકે તેમ નહતું. જરૂર દાળમાં કાંઈક કાળું છે. તે ઈચ્છતો નહતો કે સારા ઘરનો છોકરો આવી રીતે બગડે, પણ તે એવી રીતે વાત કરવા માંગતો હતો કે જેથી તેને ખરાબ ન લાગે. બીજા દિવસે જ્યારે સોમાંક આવ્યો અને તેણે ઓછું તોલવાનું કહ્યું તો પણ દુકાનદારે પૂરેપૂરું વજન કરી શાકભાજી અને ફળ આપ્યાં અને કહ્યું, ''મુન્ના, કોઈ વાત નહીં, બાકી રહેલા પૈસા કાલે આપી જજે.'' સોમાંકને મનમાંને મનમાં દુકાનદાર ઉપર ગુસ્સો આવ્યો. તે ત્યાંથી તો ચાલતો થયો, પણ રસ્તામાં બબડવા લાગ્યો, ''બચ્ચૂ, બહુ મોટો ઉપકાર બતાવે છે. જ્યારે પૈસા મળશે નહીં ત્યારે ખબર પડશે.''

સોમાંકે બીજા દિવસે તે દુકાને મોં જ બતાવ્યું નહીં. હવે તે બીજા નવા નવા દુકાનદારો પાસે ઓછું જોખાવીને વસ્તુઓ ખરીદતો. સોમાંક ૫૦ ગ્રામ ઓછું જોખવાનું કહેતો તો તેઓ ૭૫ ગ્રામ ઓછું તોળતા હતા. જલદીમાં આપવામાં આવતી વસ્તુઓમાં આ ખબર પડતી નહીં. તેઓ વસ્તુઓ મોંઘી આપતા અને બહુ સારી આપતા નહીં. દુકાનદારને તો બમણો ફાયદો થતો હતો. ખરેખર તેઓને સોમાંકની વાત માનવામાં શી મુશ્કેલી હતી. જો થોડાઘણાં પૈસા આ રીતે બચતા, તે મિત્રો સાથે ખર્ચ કરીને જાણે પોતાની આબરૂ વધે છે તેમ સમજતો હતો. હવે તે પોતાના મિત્રમંડળમાં નીચો સમજાતો ન હતો.

સોમાંકની માતા કેટલાક દિવસથી જોઈ રહી હતી કે વસ્તુઓ સારી આવતી નથી. તે તેને પૂછતી તો ક્યારેક તે દુકાન પર

ભીડ રહે છે, ક્યારેક ગરમીને કારણે, ફળ અને શાકભાજી સુકાય છે અથવા બીજું કોઈ બહાનું બતાવતો હતો.

માતાએ સોમાંકને કશું કહ્યું નહીં, પણ મનમાં વિચારી લીધું કે તે દુકાનદાર પાસે જશે અને તેને સારી વસ્તુઓ આપવાનું કહી આવશે. એક દિવસ શાળાએથી પાછા ફરતાં તે બજારની તરફ ગઈ. તેને જોતાં જ દુકાનદારે આવકાર આપ્યો અને તરત જ બોલ્યો, ''બહેનજી, આપે તો અહીં આવવાનું બંધ જ કરી દીધું.''

''સોમાંક તો રોજ આવે છે.'' તે બોલી.

હવે દુકાનદારે જણાવ્યું કે તે તો એક મહિનાથી અહીં આવ્યો જ નથી. તેમ જ દુકાનદારે સોમાંક ઓછું જોખાવતો હતો તે વાત પણ બતાવી. આ સાંભળી તે ચિંતિત બને એ સ્વાભાવિક હતું. તે બોલી, ''ઠીક છે, હું આજે સોમાંકને જઈને પૂછીશ.''

સોમાંકની માતાનું મન રસ્તામાં જ ખૂબ નારાજ થઈ ગયું. પોતાના તરફથી બાળકોને જેટલી સુવિધા આપી શકાય તેટલી આપતી હતી, સારું શિક્ષણ અને સંસ્કાર પણ આપતી હતી, છતાં સોમાંક આમ ખોટા રસ્તે જતો રહેશે, તે તેણે વિચાર્યું જ નહોતું. તેણે નિશ્ચય કર્યો કે સોમાંકને તે ધમકાવશે નહીં, પણ પ્રેમથી સમજાવશે. ભાવાવેશથી તો કાંઈ જ થાય નહીં. તેને તો બુદ્ધિમત્તાથી જ સાચા માર્ગે લાવવો પડશે.

માતા અને બાળકો ખાઈ-પીને સાંજના સમયે ગપ્પાં મારવા બેઠા તો માતાએ સોમાંકને કહ્યું કે તે આજકાલ સારી વસ્તુઓ લાવતો નથી. સોમાંકે પહેલાંની માફક જ દુકાનદાર ઉપર દોષારોપણ કર્યું. હવે માતાએ પોતાનો નિર્ણય સંભળાવ્યો. ''કાલથી શાળાએથી પાછા ફરતાં બજારથી હું વસ્તુઓ લેતી

આવીશ અને સોમાંક બેટા, તું સૌમ્યાની સાથે મળી રસોઈઘરનું બધું કામ કરજે.''

સોમાંકે માતાને બહુ વિનંતી કરી કે હવે તે બજારથી સારી વસ્તુઓ લાવશે, પણ તેણીએ તેની એક પણ વાત માની નહીં. તે જાણતો હતો કે માતાની વાતમાં કોઈ ફેર પડશે નહીં. તે એ પણ જાણતો હતો કે તેણે હવે રસોઈના કામમાં મદદ કરવી પડશે. તેને પહેલાં પણ એક-બે વાર કામ કરવાનો વિરોધ કર્યો હતો, પોતે છોકરો છે તે તરફ ધ્યાન દોર્યું હતું. પણ માતાએ મીઠાશથી કહ્યું, ''છોકરો છે તેથી શું થઈ ગયું ? જ્યારે બધા ખાય છે તો સાથે મળીને કામ કરવામાં શરમ શી ? છોકરી હોય કે છોકરો તેને એટલા સ્વનિર્ભર થવું જ જોઈએ કે એકલા રહીને પણ પોતાનો નિર્વાહ કરી શકે. પછી છોકરી અને છોકરામાં તફાવત શા માટે ? બન્નેનું માબાપ સરખી રીતે પાલનપોષણ કરે છે, યોગ્ય બનાવે છે.

સોમાંકના મિત્રો, તેને રસોઈઘરમાં કામ કરવાની વાતને લઈને ક્યારેક તેને ચીઢવતા હતા, પણ ઘરમાં માતાનું રાજ હતું, મિત્રોનું નહીં. જ્યારે તે મિત્રો સાથે ઉજાણીએ (પિકનિક) જતો અથવા સ્કાઉટ કેમ્પમાં જતો તો તેને પોતાની આ યોગ્યતા માટે ગૌરવ થતું. બધા તેને પૂછીને રસોઈ બનાવતા, તેને બનાવેલાં ભોજનની સૌ પ્રશંસા કરતા હતા.

માતાએ સોમાંકને શાકભાજીવાળા બનાવની બાબતમાં કશું કહ્યું નહીં. છતાં તે તેના ઉપર બરોબર ધ્યાન રાખતી હતી. તે જોઈ રહી હતી કે સોમાંક ઘરનું કામ ટાળતો રહે છે, નાનાભાઈ-બહેનોને ધમકાવે છે અને ઘરની બહાર મોટા ભાગનો સમય વિતાવવા લાગ્યો છે. એક દિવસ તેમના એક ઓળખીતાએ

ખબર આપી કે તેઓએ સોમાંકને શાળાના સમયે મિત્રોની સાથે સિનેમામાં જોયો હતો. બીજા દિવસે તેની એક બહેનપણીએ, જે પોતાના કુટુંબ સાથે પિકનિક પર ગઈ હતી, સોમાંકની માતાને જણાવ્યું કે તેમનો પુત્ર શાળાના સમયમાં પિકનિક મનાવી રહ્યો હતો અને સિગારેટ પીતો હતો. ''મારી શંકા સાચી નીકળી.'' સોમાંકની માતા મનમાં વિચારી રહી. પછી તેણી પોતાની તે બહેનપણીના પુત્ર આસુતોષની સાથે વાત કરવા તેને ઘેર ગઈ. આસુતોષ પ્રતિભાશાળી અને સુશીલ કિશોર હતો. તે તેના પુત્રના ક્લાસમાં જ ભણતો હતો. તેનું ધ્યાન ગયું કે સોમાંક કેટલાક મહિનાથી તેને ઘેર પણ આવ્યો નથી.

આસુતોષે અચકાતાં અચકાતાં સોમાંકની માતાને બધી વાત કરી કે તે એવા છોકરાઓની સાથે ફરવા લાગ્યો છે કે જેઓ સામાન્ય રીતે ક્લાસ છોડીને જતા રહે છે. વાંચવા-લખવાથી દૂર ભાગે છે, શાળામાં નેતાગીરી કરે છે, પૈસા બગાડે છે. આસુતોષે એ પણ કહ્યું કે મેં ત્રણચાર વાર સોમાંકને તે છોકરાઓ સાથે રહેવા અને ખોટા કામ કરતો રોક્યો હતો, તો સોમાંકે તેને ગમે તેમ ખરાબ રીતે કહ્યું અને મિત્રો મારફત મારઝૂડ કરાવી હતી. માતાએ આસુતોષને આ માહિતી આપવા માટે ધન્યવાદ આપ્યા અને અનુરોધ કર્યો કે તે સોમાંક ઉપર બરાબર ધ્યાન રાખે. તે માટે તે જાતે આવીને સોમાંકની બાબતમાં પૂછતી રહેશે.

હવે માતાની પાસે સોમાંકને વાત કરવા માટે પૂરતા પૂરાવા હતા. તે તેની સાથે વાતચીત કરવા માટેનો પ્રસંગ શોધતી હતી. એક દિવસ ખાવાના સમયે તે જીદ કરવા લાગ્યો કે રવિવારે

તળાવને કિનારે પિકનિક ઉપર જઈએ. માતા હસીને બોલી, ''સોમાંક તો જશે નહીં,'' તે તો ત્યાં એકલો પિકનિક મનાવી આવ્યો છે.

''નહીં મા, હું તો ત્યાં ગયો જ નથી.'' સોમાંક ખરેખર જુઠું બોલ્યો.

નાના બાળકો આગળ તો માતાએ કશું કહ્યું નહીં પણ જ્યારે તેઓ રમવા ચાલ્યા ગયા ત્યારે તેણે ફરીથી સોમાંકને કહ્યું, ''બેટા, તારે પિકનિક મનાવી હતી તો મને કહેવું હતું. નાના ભાઈબહેનોને પણ સાથે લઈ જાત''

''મા, તને કાંઈ ગેરસમજ થઈ છે, હું તો ક્યાંય ગયો નથી.'' સોમાંકે ફરીથી કહ્યુ,

હવે માતાએ ગંભીર થઈને કહ્યું, ''સોમાંક તું કેટલાક ખરાબ છોકરાઓની સાથે રહીને ખરાબ આદતો શીખી ગયો છે અને પોતાની માતાને પણ જૂઠું કહે છે.

''હું ક્યાં જુઠું બોલવા લાગ્યો છું, મા, ''સોમાંકે આ વાત ફરી કહી. હવે માતાએ તેને તારીખ અને સમય સાથે વર્ણન કરતાં બતાવ્યું કે કયે કયે દિવસે તે ક્યાં ગયો હતો ? તેની આખી પોલ ખુલી ગઈ. તેની આંખો શરમથી નીચી થઈ ગઈ.

માતા ધૈર્યપૂર્વક ગંભીર સ્વરમાં સમજાવવા લાગી, ''જો, સોમાંક, નાસમજુ છોકરાઓ સાથે રહી, આજે તને શાળા છોડી ફિલ્મ જોવા, પિકનિક મનાવવા, અહીંતહીં ફરવાનું સારું લાગે છે. આપણું મન ખરાબીઓ તરફ જલદીથી દોડે છે. જે વ્યક્તિ ઉચિત-અનુચિતનો વિવેક છોડીને, જે સારું લાગે તે કરે છે, તે પતનના ખાડામાં પડતા જાય છે કારણ કે તેનું તે સારું લાગવું સાહજિક હોય છે. વીતેલો સમય પાછો આવતો

નથી. એટલે સમય પસાર થઈ ગયા પછી તેઓ અવિવેકી હાથ મસળતા પશ્ચાત્તાપ કરે છે. સહેજ ભવિષ્યની કલ્પના કરો કે શાળામાં નાપાસ છો, કોઈ પ્રતિયોગિતા(પરીક્ષા)માં બેસી શકતો નથી. સારી નોકરી મળી શકતી નથી, તારા બાપુજી ક્યાં સુધી બેઠાં બેઠાં ખવડાવશે. વિચારો, ત્યારે તું શું કરીશ ? એ જ ને કે કોઈ નાની-મોટી નોકરી, મજૂરી, ચપરાસી વગેરે. હવે તારા મિત્રોની વાત, તેમાંના મોટાભાગના પૈસાદાર વેપારીના છોકરા છે, જેમના માટે શિક્ષણ મહત્ત્વ નથી. નાપાસ થશે તો તેમને શું નુકસાન છે ? તેઓ તો પોતાના પિતાના ધંધામાં જોડાઈ જશે અને એક બે નોકરી કરનારનાં બાળકો છે તેઓ પાછળથી પસ્તાશે. ભારે ઠોકરો ખાશે અને ત્યારે તારા આ અમીર બગડેલા મિત્રો તેઓને ઓળખવાની મનાઈ કરશે. તું સમજદાર છે. સારું વિચારીને આગળ વધ.''

ખરેખર સોમાંક મૂર્ખ ન હતો કે અણસમજુ ન હતો. તે ફક્ત ખરાબ સોબતને કારણે બગડ્યો હતો. માતાએ ભારે હોશિયારીથી ભવિષ્યની જે રૂપરેખા તેની આગળ સ્પષ્ટ કરી હતી તેથી સોમાંકની આંખો ખૂલી ગઈ. હવે શાળામાંથી વર્ગ છોડીને ભાગી જવાનું સદંતર બંધ કરી દીધું. તેને ખબર પડી કે ભણવામાં તે બહુ પાછળ પડી ગયો છે. તે પૂરી મહેનતથી ભણવા લાગ્યો. તેના મિત્રો તેણે બહેકાવવા, ફોસલાવવા બહુ પ્રયત્ન કર્યો, વ્યંગ પણ કરતા, પણ જોયું કે તેના ઉપર આ વાતની કોઈ અસર થતી નથી તો તેઓએ જાતે જ તેનો સાથ છોડી દીધો. સાચું એ છે કે વ્યક્તિ જાતે જ ખરાબીના માર્ગ ઉપર વધવાનું દઢતાથી બંધ કરે, તો તેને પ્રેરણા આપનારા પણ પોતાનો રસ્તો બદલશે. નબળા મગજવાળા જ બીજાના

બહેકાવામાં આવે છે.

પરીક્ષાનું પરિણામ આવ્યું ત્યારે સોમાંક ત્રીજા વર્ગમાં પાસ થયો હતો. તે ખૂબ પસ્તાયો અને જો સમય બેકાર રીતે પસાર કર્યો ન હોત તો સારો વર્ગ મળ્યો હોત. પણ હવે શું થઈ શકે, સિવાય કે આ ભૂલની પૂર્તિ આવતા વર્ષે કરે.

# ૮. માતાની પ્રાણરક્ષા

પ્રજ્ઞા તેના માબાપની લાડકી દીકરી હતી. તેને જે કોઈ કામ સોંપવામાં આવે, તે ખૂબ જ ધ્યાનથી કરતી હતી. શાળાએથી આવ્યા પછી તે માતાની સાથે ઘરનું નાનુંમોટું કામ કરતી હતી. ખરાબ છોકરાઓની માફક તે મારપીટ-ઝઘડા કરતી નથી. પોતાના નાનાભાઈને તે ખૂબ પ્રેમથી ખવડાવતી હતી. પ્રજ્ઞા બધાની સાથે સન્માન અને સ્નેહપૂર્વક વાત કરતી અને બધાનો આદર કરતી હતી. તેના માબાપ અને મિત્રો તેનાથી બહુ પ્રસન્ન રહેતા હતા.

એક દિવસની વાત છે. પ્રજ્ઞાના પિતાજી ઑફિસ ગયા હતા. શાળામાં રજા હોવાથી આજે તે ઘર પર હતી. બપોરના પ્રજ્ઞાની માતાની તબિયત અચાનક બગડવા લાગી. આમ તો છેલ્લા દસ-બાર દિવસથી તેને તાવ તો હતો, પણ આજે તેની ભયંકર સ્થિતિ થઈ ગઈ. માતાના મોંમાંથી લોહી નીકળવા લાગ્યું. તે ખાટલામાં પડી બેચેનીથી આમતેમ થતી હતી. થોડા સમય પછી તે જોરજોરથી અવાજ કરવા લાગી અને ખાટલામાં ઉછળવા લાગી. વચ્ચે વચ્ચે તે બેહોશ થઈ જવા લાગી. તેને બોલાવવા છતાં તે બોલી શકતી ન હતી. સાત વર્ષની નાની પ્રજ્ઞાએ પહેલી જ વાર માતાની આવી સ્થિતિ જોઈ હતી.



થોડીવાર તે ગભરાઈ ગઈ. તેને મનમાં થયું કે તે રડી લે. ઘરમાં કોઈ મોટી વ્યક્તિ ન હતી, બે વર્ષનો નાનોભાઈ અને આણસમજુ નોકર, બસ એટલા જ ઘરમાં હતા. આ સમયે તે પોતે અસહાય હોવાનો અનુભવ કરવા લાગી. પણ તરત જ તે વિચારવા લાગી, ‘‘અરે ! આ સમયે આવી રીતે ગભરાવાથી અને રડવાથી કામ ચાલશે નહીં. આ સમયે હું જ જો માતાની દેખરેખ નહીં રાખું તો શું તેની સ્થિતિ વધારે બગડશે નહીં ?

આ વિચારથી પ્રજ્ઞામાં નવું સાહસ આવ્યું. પળવારમાં પોતાના કર્તવ્યનો ખ્યાલ આવ્યો. તેણે સૌ પહેલાં નોકરને બોલાવ્યો અને કહ્યું, ‘‘જો, માતા બહુ ખરાબ રીતે હાલી રહી છે. તું એની સંભાળ રાખ કે જેથી તે ખાટલામાંથી પડી ન જાય.’’

સંકટના સમયમાં પ્રજ્ઞાનું મગજ ઝડપથી કામ કરવા લાગ્યું. તે તરત જ ફોન પાસે ગઈ. સૌથી પહેલાં તો પોતાના પરિવારના

ડૉક્ટરને ફોન જોડ્યો અને તેઓને માતાની સ્થિતિ બતાવી. ફોન ઉપર બાલિકાનો ગભરાયેલો અવાજ અને તેની માતાની સ્થિતિ જાણ્યા પછી ડૉક્ટરે કહ્યું, ''બેબી, તું ગભરાઈશ નહીં, હું હમણાં જ જલદીથી આવું છું.''

તે પછી પ્રજ્ઞાએ પોતાના પિતાને ફોન કરી બધી પરિસ્થિતિ કહી. પિતાએ પણ એ જ કહ્યું, ''તું માતાની દેખભાળ કર, હું તરત જ આવું છું.''

પ્રજ્ઞાને લાગી રહ્યું હતું કે માતાની સ્થિતિ આજે બહુ જ ખરાબ છે. ''એકલા પિતાજી ક્યાં ક્યાં દોડશે.'' એમ વિચારીને તેણે શહેરમાં રહેવાવાળા પોતાના એક બે નિકટના સંબંધીઓને પણ ફોન કરી દીધા.

તે પછી પ્રજ્ઞા માતાની પાસે ખુરશી નાખીને બેસી ગઈ. થોડીવારે તે તેના મોંમાં પાણી નાખતી, તો કોઈવાર ગ્લુકોઝ. ડૉક્ટર જલદીથી આવી ગયા. તેમણે માતાને સારી રીતે જોઈ અને જરૂરી દવા લખી આપી. એટલામાં તેના પિતાજી પણ આવી ગયા. ડૉક્ટરે તેમને કહ્યું, ''તમારી પત્નીને વાઈની ભારે અસર થઈ છે. એ તો સારું થયું કે જલદીથી ખબર પડી. તેમને જલદીથી હોસ્પિટલ લઈ જવા પડશે.''

તરત જ દર્દીને એક સારા નર્સિંગહોમમાં લઈ ગયા. જલદીથી ચારપાંચ ડૉક્ટર ઉપચારમાં લાગી ગયા. પણ દર્દીની સ્થિતિ સુધારા ઉપર આવતી ન હતી. બધા ડૉક્ટરોએ એકમત થઈ નિર્ણય આપ્યો, ''તેની ચિકિત્સા કોઈ મોટી હૉસ્પિટલમાં જ સંભવ છે.''

પ્રજ્ઞાના પિતાજીએ તરત જ તેણીને ''અખિલ ભારતીય આયુર્વિજ્ઞાન સંસ્થાન'' દિલ્હી લઈ ગયા. ત્યાં સુધીમાં તો

દર્દીની સ્થિતિ મરણતોલ થઈ ગઈ હતી. ડૉક્ટરોએ કહ્યું, "અમે તેને સારામાં સારી સારવાર આપવા પ્રયત્ન કરીશું, પણ તેની સ્થિતિ બહુ ગંભીર છે. આપ, આપના જે સંબંધીને બોલાવવા હોય તેમને બોલાવી લો."

ડૉક્ટરો પ્રજ્ઞાની માતાની સારવારમાં લાગી ગયા. ૭૨ કલાક સુધી તે મૃત્યુ સાથે સંઘર્ષ કરતી રહી. તે દોઢ મહિનો હૉસ્પિટલમાં રહી, ત્યારે તેનો રોગ દૂર થયો.

નાની પ્રજ્ઞાની સમજ અને સક્રિયતાને કારણે તેની માતાના પ્રાણ બચી શક્યા. બધા ડૉક્ટરોએ એકમતે એ સ્વીકાર કર્યો કે જો સમયસર ચિકિત્સકને ખબર આપવામાં આવી ન હોત તો તેનું બચવું કઠિન હતું. સાહસી, ધૈર્યવાળી અને મુશ્કેલીઓમાં સમજદારીથી કામ લેનારાં બાળકો પરિવાર અને સમાજનું ગૌરવ છે. તેઓ વિવેક અને હોશિયારીથી મુશ્કેલીઓને દૂર કરી પોતાને અને પોતાના સંબંધીઓને કષ્ટ અને પીડાઓમાંથી ઉગારી લે છે.

# ૯. સાહસી બાળા

મધુરલતાની માતા બજાર જઈ રહી હતી. તે દિવસે તે તેને પણ પોતાની સાથે લઈ ગઈ. તેણે બજારમાંથી વસ્તુઓ ખરીદવી હતી. વસ્તુઓ લાવવામાં સરળતા રહેશે એમ વિચારીને તેણે મધુરને પોતાની સાથે લીધી હતી.

મા-દીકરી વસ્તુઓ ખરીદીને ઘેર પાછા આવતા હતા. સાંજ પડી ગઈ હતી. ઘેર આવવા માટે માતા જલદીથી ચાલતી હતી. તે મધુરથી થોડી આગળ નીકળી ગઈ હતી. અંધારું વધતું જતું હોવાથી લોકો બજારમાંથી વસ્તુઓ ખરીદી

જલદીથી આવતા જતા હતા. ભીડમાં જલદીથી ચલાતું નહીં હોવાથી અને અહીંતહીં જોતી મધુર માતાથી થોડી પાછળ પડી ગઈ.

એટલામાં મધુરે જોયું કે કોઈ યુવક પાછળથી તેની માતાના ચમકતા અછોડા તરફ હાથ લંબાવી રહ્યો છે. તેને જલદીથી પોતાના હાથમાંની થેલીઓ જમીન ઉપર મૂકી અને જલદીથી જઈ પાછળથી બન્ને હાથે યુવકનું જોરથી ગળું પકડ્યું. એટલામાં તેને અછોડાને સંતાડી દીધો અને દોડવા જતો હતો ત્યાં અચાનક થયેલા આ હુમલાથી તે ગભરાયો. તેણે જોરથી મધુરને



ધક્કો મારી ભાગવા વિચાર્યું પણ મધુરની પક્કડ એટલી મજબૂત હતી કે તે છૂટી શક્યો નહીં. તેણે મધુરના પગની વચ્ચે પોતાના પગ નાખી ઘૂંટણ ઉપર ટક્કર મારી, જેનાથી તે પડતાં પડતાં બચી અને લૂંટારો તેની પક્કડ છોડાવવામાં સફળ થયો અને ભાગ્યો. મધુર પણ ઝડપથી તેની પાછળ ભાગતી અને

પૂરી શક્તિથી બૂમો પાડવા લાગી, ‘‘ચોર... ચોર... પકડો... પકડો...’’ તેની બૂમોથી આજુબાજુ જતા લોકોનું ધ્યાન તેના તરફ ગયું. કેટલાક લોકો મધુરની સાથે દોડવા લાગ્યા. સામેથી આવતી એક વ્યક્તિએ ભાગતા લૂંટારાને પકડી લીધો. ત્યાં સુધીમાં બીજી વ્યક્તિઓ તેની પાસે આવી ગઈ. બધાએ લૂંટારાને ઘેરી લીધો અને તેને મારવા લાગ્યા. લૂંટારો ખૂબ કરગરતો હતો અને હાથ જોડીને કહેતો હતો, ‘‘મને છોડી દો, મેં કશું કર્યું નથી.’’

હાંફતી મધુરે લોકોને કહ્યું કે આ વ્યક્તિ તેની માતાના ગળામાંથી અછોડો કાપીને ભાગ્યો છે. અછોડો તેની પાસે છે અને ક્યાંક છુપાવી દીધો છે, લોકોમાંથી કેટલાકે બૂમ પાડી, ‘‘તેને મારો અને તેની તપાસ કરો.’’

લોકો યુવકને મારતાં મારતાં કહી રહ્યા હતા ‘‘અછોડો આપી દે, નહીં તો અમે તને છોડી દઈશું.’’ પણ તે વારંવાર કહેતો હતો કે તેણે તો અછોડો જોયો જ નથી. ત્યારે બે ત્રણ વ્યક્તિ તેની તપાસ કરવા આગળ આવ્યા. લૂંટારો આમતેમ ફરી રહ્યો અને ખૂબ જ મુશ્કેલીથી તપાસ કરવા દીધી. આખરે તેના ખમીસની વાળેલી બાંયમાંથી અછોડો મળી આવ્યો. મધુરની માતાએ આગળ આવીને અછોડો મેળવી લીધો. તેણે મધુરને ખાલી હાથે લૂંટારાની પાછળ દોડતી જોઈ હતી. તેણે પાછળ ફરીને મધુરના હાથમાં રહેલી બે થેલીઓ શોધવા માંડી. બન્ને થેલીઓ સડક ઉપર મૂકેલી હતી. તેણે તે જલદીથી લઈ લીધી અને મધુર દોડી હતી તે તરફ ગઈ. હાંફતાં હાંફતાં તે પણ લોકોની વચ્ચે જઈ પહોંચી. તેને અછોડો પાછો મળવાની કોઈ સંભાવના ન હતી. તેને થોડો ડર લાગ્યો કે કદાચ મધુરને

કોઈ મુશ્કેલી ન આવે.

લોકો હવે વધારે ગુસ્સે થઈ ગયા. તેઓએ લૂંટારાને માર મારીને અધમૂઓ કરી નાખ્યો હતો. પછી તેઓ તેને ઘસેડીને ચોકી ઉપર લઈ ગયા. મધુર અને મધુરની માતાને પણ તેઓએ સાથે આવવા કહ્યું. તેઓએ ચોકીમાં તેનો આખો રિપોર્ટ લખાવ્યો. જમાદારે લૂંટારાને હથકડી પહેરાવી અને જેલમાં બંધ કરી દીધો.

મધુર અને તેની માતાએ તેમની સાથે આવેલી બધી વ્યક્તિઓને ધન્યવાદ આપ્યા. તેઓની મદદથી જ અછોડો પાછો મળ્યો અને અપરાધીને પકડાવી શક્યા. તેઓએ મધુરના સાહસની પ્રશંસા કરી અને કહ્યું કેજો તેણે ચપળતા બતાવી ન હોત તો અપરાધી ભાગી ગયો હોત. જમાદારે પણ આખી ઘટના સાંભળી મધુરની પ્રશંસા કરી અને કહ્યું, ''એકઠા મળીને સામનો કરવાથી અપરાધી તરત જ દુર્બળ બની જાય છે. બેચાર વ્યક્તિની સામે તે પોતાની ધૂર્તતા બતાવી શકે છે પણ સમૂહ તેનો સામનો કરતો હોય ત્યારે તે પણ શક્તિહીન બની જાય છે. અપરાધીને તક ત્યારે જ મળે છે જ્યારે વ્યક્તિ એમ વિચારવા લાગે કે મારે શી પડી છે, હું શા માટે બોલું, શા માટે કોઈને મદદ કરું ? પણ આ પ્રવૃત્તિ ખરાબ છે, સમાજને માટે ઘાતક છે, તેનાથી અપરાધી તત્ત્વ વધારે જોરથી માથું ઊંચકે છે. આપણે એ ન ભૂલવું જોઈએ કે કોઈક દિવસ પોતાનાં ઉપર પણ સંકટ આવી શકે. જો આપણે એકબીજાને મદદ નહીં કરીએ તો બીજા શા માટે તમને મદદ કરશે ?''

જમાદારે તે બધાની પ્રશંસા કરી જેમણે મધુરને સાથ આપ્યો અને અપરાધીને પકડાવ્યો.

રાત થવા આવી હતી. ચોકીમાંથી બધા હસતાં હસતાં પોતાને ઘેર જવા લાગ્યા. મધુર અને તેની માતા ઘેર પહોંચી તો જોયું કે તેના પિતા અને ભાઈ તેઓની રાહ જોતા હતા. ''બહુ વાર કરી તમે લોકોએ. દિવસે જ બજારનું કામ કેમ કરી લેતા નથી.'' પિતાજીએ કહ્યું, ''આમ તો અમે સમયસર આવી ગયા હોત, પણ એક બહુ મોટી મુશ્કેલીમાં ફસાયા હતા. ભગવાનની કૃપાથી રાજીખુશીથી ઘેર આવ્યાં !'' મધુરની માતાએ કહ્યું.

''કેમ ? એવું શું બન્યું ?'' પિતાજી અને ભાઈએ એકસાથે પૂછ્યું.

મધુરની માતાએ તેઓને આખી ઘટના કહી. પિતાજી અને ભાઈએ મધુરના સાહસ અને તત્પરતાની પ્રશંસા કરી. તેને લીધે તેઓ ચાર પાંચ હજાર રૂપિયાના નુકસાનમાંથી બચ્યા.

પછી મધુરના પિતાજી તેની માતાને કહેવા લાગ્યા, ''તું એકલી બજાર ગઈ હોત તો જરૂર અછોડો ગુમાવીને આવત. મેં તને કેટલીવાર કહ્યું છે કે સોનાનાં કોઈપણ ઘરેણાં પહેરવાં આજકાલ જોખમકારક છે.''

''આજે તમારી વાત મારી સમજણમાં આવી ગઈ છે. જો બીજી ધાતુનાં ઘરેણાં આનાથી સુંદર અને સસ્તાં મળી શકતાં હોય તો પછી આટલું જોખમ માથે લેવાની શી જરૂર?'' એમ કહીને મધુરની માતાએ અછોડો અને બંગડીઓ ઉતારીને ટેબલ ઉપર મૂકી દીધી.

માતાની તત્પરતા જોઈ બાળકો હસતાં હસતાં બોલ્યા, ''મોડા આવ્યાં, પણ સ્વસ્થ આવ્યાં.''

બીજા દિવસે આ બનાવ છાપામાં છપાયો. ''નગર કિશોર

સંસ્થા''એ મધુરને તેના સાહસ માટે ઈનામ આપ્યું. જાગૃત રહેનારા અને સાહસથી કામ કરનારા બીજાથી છેતરાઈ જતાં બચે છે અને બીજાઓને પણ બચાવે છે.

# ૧૦. જ્યાં બુદ્ધિ ત્યાં બળ

બપોરના બાર વાગ્યા હતાં. મે મહિનો હતો. ભારે તાપ અને ગરમી પડી રહ્યાં હતાં. સુજાતા ઘરનું કામ કરીને હમણાં જ પરવારી હતી. પતિ ઑફિસ અને બાળકો શાળાએ ગયાં હતાં. અચાનક દરવાજા ઉપર ખટખટ થવાનો અવાજ આવ્યો. સુજાતાએ દરવાજો ખોલ્યો તો બે સારી જેવી દેખાતી વ્યક્તિઓ ત્યાં ઊભી હતી.

''ભટનાગર સાહેબ છે ?'' તેઓમાંથી એક વ્યક્તિએ તેના પતિ માટે પૂછ્યું.

''નથી, તેઓ ઑફિસ ગયા છે.'' સુજાતા બોલી.

''અમે તેમના મિત્રો છીએ. કાનપુરથી આવ્યા છીએ. અમને તેમનું સરનામું આપો, ઑફિસમાં જ મળી લઈશું.'' તે વ્યક્તિ બોલી.

''ઓહ ! બહુ ગરમી છે, શું પીવાનું પાણી મળશે ?'' બીજી વ્યક્તિ બોલી.

''જરૂર, જરૂર, કેમ નહીં ?'' સુજાતા બોલી અને પાણી લેવા અંદર ગઈ.

સુજાતા પાણી લેવા ગઈ તો તે બે વ્યક્તિઓ વરંડામાં પડેલી ખુરશીઓ પર બેઠી. પાણી પીને તેઓએ ફરી સરનામું માંગ્યું. સુજાતા કાગળ અને પેન લઈ અંદરથી પાછી આવી ત્યારે તરત જ તેના પગ અચકાઈ ગયા. તે બે વ્યક્તિ બહાર નીકળવાના



દરવાજાને બંધ કરી સ્ટોપર લગાવી રહ્યા હતા. આ જોઈ સુજાતાનું માથુ ફરી ગયું. બે અપરિચિત અને ઘરમાં તે એકલી... તે બીજી જ ક્ષણે પાછી ફરી ગઈ અને દોડીને પાછલા દરવાજેથી બહાર નીકળી ગઈ. પછી જલદીથી પાછલો અને આગળનો બન્ને દરવાજા અંદરથી બંધ કરી દીધા. આ બધું પલકવારમાં જ કરી નાખ્યું. આપત્તિ આવે છે તે સમયે ઉત્પન્ન થતી બુદ્ધિ અને સાહસ સૌથી મોટાં હથિયાર છે.

સુજાતા દોડીને પડોશીને ઘેર ગઈ અને ત્યાંથી ચાર વ્યક્તિઓને બોલાવી લાવી. પાછલા દરવાજેથી ચુપચાપ બે વ્યક્તિ સુજાતાની સાથે ઘરમાં ધસી આવી અને બે વ્યક્તિ આગળના દરવાજા બહાર છુપાઈને ઊભી રહી.

જેવી સુજાતા તે અપરિચિતોની નજીક પહોંચી તો એકે ઝાપટ મારીને સુજાતાનો અછોડો ખેંચ્યો. આથી સાબિત થઈ ગયું કે તેઓ અપરાધ કરવાના હેતુથી જ ઘરમાં ઘુસ્યા હતા.

પાછળ છુપાયેલા બે પડોશીએ તરત જ તે બે લૂંટારાને પકડી લીધા. અચાનક પકડાવાથી તેઓ અડધા થઈ ગયા. તેઓને તો એમ જ હતું કે ઘરમાં સુજાતા એકલી છે.

હવે સુજાતાએ આગળ વધીને આગળનો દરવાજો ખોલી નાખ્યો. બહાર ઊભેલા બીજા પડોશી પણ અંદર આવી ગયા. ચારે પડોશીએ મળી બન્ને લૂંટારાના હાથેપગે દોરડું બાંધી દીધું.



તે પછી એક વ્યક્તિ પોલીસને બોલાવા ચોકી ઉપર ગઈ. થોડીવારમાં પોલીસના સિપાઈ આવીને તેઓને પકડી ગયા. ચોકીમાં તેમની તપાસ કરી તો છરી, રિવોલ્વર વગેરે તેમની પાસેથી મળી આવ્યાં. પોલીસે ફાઈલ ખોલી તો માલૂમ પડ્યું કે તેઓ જેલમાંથી છૂટીને આવેલા મોટા ગુંડાઓ છે અને કેટલાક કિસ્સાઓ માટે પોલીસ તેમની તપાસમાં છે. તેઓએ સુજાતા અને તેમના પડોશી સાથીઓને પોલીસોએ પોતાના કામમાં મદદ કરવા માટે ધન્યવાદ આપ્યા.

નગર નિગમ પરિષદે સુજાતાને એક જાહેર સમારંભમાં ઈનામ આપ્યું. તેણે તે ઈનામ પોતાના ચારે પડોશીઓની સાથે વહેંચવાની જાહેરાત કરતાં કહ્યું, "જો તે ભાઈ સાચા પડોશી ધર્મ બજાવવા તરત જ મદદ કરવા આવ્યા ન હોત તો તે અપરાધીઓને પકડવાનું મુશ્કેલ બનત. જો આપણે સાહસ કરીએ, એકબીજાને મદદ કરીએ અને એકઠા મળીને સામનો કરીએ તો અપરાધી ભાગી શકતો નથી. આપણું કર્તવ્ય છે કે સંકટ આવે ત્યારે આપણે બીજાને એકલા ન છોડીએ પણ તેને પૂરેપૂરી રીતે મદદ કરીએ. એકઠા મળીને સામનો કરવાથી મુશ્કેલી દૂર થવામાં વાર લાગતી નથી."

# ૧૧. ભલાઈનું કામ

ઋષિકેશન ઓરિસ્સામાં ગંજામ જિલ્લામાં રહેતો હતો. તે હરિહર હાઈસ્કૂલમાં આઠમા ધોરણમાં ભણતો હતો. તે તેના મિત્રોમાં ખૂબ પ્રિય હતો. ઋષિકેશન ભણવામાં તો પહેલો રહેતો હતો, સાથે સાથે ખેલકૂદ, વક્તૃત્વ વગેરે હરીફાઈમાં ભાગ લેતો, સ્કૂલની રચનાત્મક પ્રવૃત્તિમાં ભાગ લેતો અને ઈનામો મેળવતો હતો. પોતાના મિત્રો સાથે પ્રેમથી વર્તતો. તેમને મદદ કરતો અને સહયોગ આપતો. તે અધ્યાપકોનું સન્માન કરતો, તેઓની આજ્ઞાનું પાલન કરતો હતો. આ બધાને લીધે ઋષિકેશન તેની સ્કૂલમાં સૌથી વધુ લોકપ્રિય વિદ્યાર્થી હતો.

એક દિવસ ઋષિકેશન સ્કૂલ જઈ રહ્યો હતો. તે દિવસે તેને થોડું મોડું થયું હોવાથી, તે સીધે રસ્તે નહીં જવાને બદલે ટૂંકા રસ્તા તરફથી જવા લાગ્યો. આ રસ્તો સુમસામ, પગદંડીથી જતો હતો. ઋષિકેશન જલદીથી ચાલી રહ્યો હતો. તેની



એકદમ નજર તળાવ તરફ પડી. ત્યાં બે છોકરીઓ ડૂબી રહી હતી. તેઓ નહાવા માટે આવી હતી. પાણીમાં રમત કરતાં કરતાં તેઓને ધ્યાન ના રહ્યું અને તેઓ એવી જગ્યાએ જઈ પહોંચી કે જ્યાં કાદવ જામી ગયો હતો. ત્યાં તેઓના પગ લપસ્યા અને તેઓ પાણીની ઊંડાઈ તરફ વહેવા લાગી. ઋષિકેશને જોયું કે તેઓ તળાવની વચ્ચે જઈ પહોંચી છે અને કોઈપણ ક્ષણે ડૂબી જઈ શકે છે. તેણે પોતાનો થેલો એક બાજુ ફેંક્યો, કપડાં ઉતાર્યાં અને તળાવમાં કૂદી પડ્યો, થોડીવાર માટે પ્રયત્ન કર્યા પછી તે બન્ને છોકરીઓને કિનારા ઉપર લાવવામાં સફળ થયો.

હવે ઋષિકેશનની સામે એક બીજી મુશ્કેલી આવી, તે એ કે તે બન્ને છોકરીઓ બેહોશ હતી. ઋષિકેશને તેઓને હોશમાં લાવવા પ્રયત્ન કર્યો, પણ તે વ્યર્થ હતો. તેણે મદદ માટે આમતેમ જોયું પણ ત્યાં કોઈ રાહદારીનું નામનિશાન ન હતું. હવે




ઋષિકેશને સમય બગાડવાનું બરાબર નથી, એમ માનીને તેઓને ત્યાં જ મૂકી તે ગામ તરફ ગયો. તેને જલદીથી એક ટેમ્પો કર્યો અને તળાવ પાસે પહોંચ્યો. તેણે બન્ને છોકરીઓને ટેમ્પામાં સુવડાવી અને જલદીથી હૉસ્પિટલમાં પહોંચાડી. અહીં ડૉક્ટરોએ તેઓની સારવાર શરૂ કરી દીધી. બન્ને છોકરીઓની છાતી, નાક, ગળામાં પાણી ભરાઈ ગયું હતું. જો જલદીથી તેઓને પાણીમાંથી બહાર કાઢ્યા ન હોત તો તેઓનો શ્વાસ અટકી ગયો હોત. છોકરીઓ લાંબા સમયના પ્રયત્ન પછી હોશમાં આવી, ત્યારે ઋષિકેશને તેઓના ઘરનું સરનામું પૂછ્યું. એક પોલીસ અધિકારીની પૌત્રી હતી. બન્નેના વડીલોને ખબર આપવામાં આવી.

છોકરીઓ પાણીમાં ડૂબી ગઈ હતી તે વાત સાંભળીને તેઓના વડીલો જલદીથી આવી ગયા. હૉસ્પિટલમાં આવીને તેઓને આખા બનાવની ખબર પડી તો તેઓએ ઋષિકેશનને

પોતાના ગળે લગાવી દીધો. તેના પ્રયત્નથી આજે તેઓની છોકરીઓના પ્રાણ બચ્યા હતા. તેણે પોતાને મુશ્કેલીમાં મૂકીને તેઓનું રક્ષણ કર્યું હતું. હરિહર સ્કૂલના અધ્યાપકે ઋષિકેશનની પીઠ ઉપર હાથ ફેરવતાં કહ્યું, ''શાબાશ, ઋષિકેશન શાબાશ, તેં તારા ગૌરવને અનુરૂપ જ આ મોટું કામ કર્યું છે. તારા જેવા સાહસી અને પરોપકારી બાળકોને લીધે અમારી આ શાળાનું ગૌરવ વધે છે. તેં વિદ્યાલયનું નામ રોશન કર્યું છે.

અધ્યાપકે આચાર્યને આખા બનાવ વિશે જણાવ્યું. ઋષિકેશને બે છોકરીઓના પ્રાણનું રક્ષણ કર્યું છે તે જાણીને તેઓ ખૂબ પ્રસન્ન થયા. બીજા જ દિવસે તેનું સાર્વજનિક રૂપે સ્વાગત કરવામાં આવ્યું. આ પ્રસંગે ઋષિકેશનના માબાપને પણ બોલાવેલા. તેઓ પોતાના પુત્રનું આ પ્રકારનું સન્માન જોઈને આજે ખૂબ જ ખુશ થયા.

પોલીસ અધિકારીએ આ બનાવના સમાચાર ભારતીય બાળ વિકાસ સમિતિને મોકલી આપ્યા, એટલે ઋષિકેશનને પ્રધાનમંત્રી તરફથી રાષ્ટ્રીય પુરસ્કાર અને રાષ્ટ્રીય સન્માન પ્રાપ્ત કરવાનું સૌભાગ્ય મળ્યું.

પરિણામની ચિંતા કર્યા વગર જે બીજાની સેવા-સહાયતા, પોતાનું કર્તવ્ય સમજીને કરે છે તે અકસ્માત જ મહાનતાનો માર્ગ સ્વીકારે છે. તે જાતે જ પ્રગતિ કરે છે અને પોતાની આજુબાજુનાને પ્રેરણા આપે છે.

## ૧૨. નાનાજીના ટુચકા

નંદન દસ વર્ષનો છોકરો હતો. તે છઠ્ઠા ધોરણમાં ભણતો હતો. આમ તો નંદન પ્રતિભાશાળી હતો, પણ પરીક્ષામાં તેને




જે ગુણ મળવા જોઈએ તેટલા તે મેળવી શકતો ન હતો. કારણ એ હતું કે તેની તંદુરસ્તી સાધારણ રીતે ખરાબ રહેતી હતી. નાનપણથી જ તેને અજીર્ણની બીમારી થઈ ગઈ હતી. તેનું પેટ સામાન્ય રીતે ખરાબ રહેતું હતું. જાતજાતની દવાની શીશીઓ તેના કબાટમાં ભરેલી પડી હતી, પણ કોઈ દવા પૂરેપૂરી રીતે અસર કરતી ન હતી. આ કારણથી નંદન દુબળો-પાતળો હતો. તેના મિત્રો તેને ''સિકીયા પહેલવાન'' કહીને ચીઢવતા હતા. પોતાના શરીરને જોઈને નંદનનું મન પણ ખૂબ ખિન્ન રહેતું હતું. પણ તે શું કરી શકે ? તેના માબાપ હાર માનીને ચૂપ બેસી રહ્યા હતા. તેઓએ શહેરના કોઈપણ ડૉક્ટર વૈદ્યની દવા લેવાનું બાકી રાખ્યું ન હતું.

રજાઓમાં નંદન પોતાની માતા સાથે નનિહાલ ગયો. નંદનના નાનાજી ગરમીમાં દર વખતે હિમાલયની ગોદમાં વસેલા કોઈપણ તીર્થસ્થાન ઉપર જતા હતા. તેઓનું કહેવું હતું કે આ રીતે મેદાનની ભીષણ ગરમીમાંથી છૂટકારો મળે



છે, સાથે સાથે વર્ષમાં બે મહિના આધ્યાત્મિક પ્રગતિનો, પોતાને પોતાના વિશે મનન-ચિંતનનો સારો સમય મળી રહે છે. માત્ર ભૌતિક ઉન્નતિ જ કરવામાં આવે અને આત્મિક પ્રગતિ કરવામાં આવે નહીં તો વ્યક્તિ હંમેશાં અધૂરી અને અસંતુષ્ટ રહે છે.

આ વર્ષે નંદનના નાનાજીનો દેવપ્રયાગ જવાનો કાર્યક્રમ હતો. ઋષિકેશથી ૭૧ કિલોમીટર અંતરે વસેલું આ ઉત્તરાખંડનું દર્શનીય સ્થળ છે. ભાગીરથી અને અલકનંદાના સંગમ ઉપર વસેલું આ શહેર સ્વાસ્થ્યપ્રદ જળવાયુ અને મોહક દશ્યોથી ભરેલું છે.

નાનાજીએ નંદનની માતાને આગ્રહ કરેલો કે નંદનને લઈને તે પણ તેઓની સાથે આવે. સંભવ છે કે પર્વતના શુદ્ધ જળવાયુના સેવનથી નંદનની તબિયત થોડીક સારી થાય. નંદનની માતા ખુશી સાથે તૈયાર થઈ ગઈ. નંદનના આનંદનો

તો અંત જ ન હતો. જ્યારે પણ તે કોઈ પર્વતીય સ્થાન ઉપર જાય છે તો પ્રકૃતિનાં દિવ્ય સૌન્દર્યને જોઈને તેનું મન અસીમ આનંદથી ભરાઈ જાય છે.

એક દિવસ નંદન, તેની માતા અને નાનાજી, બધાં દેવપ્રયાગ આવી પહોંચ્યાં. ત્યાં એક ધર્મશાળામાં તેઓને રહેવા માટે સુવિધાપૂર્ણ વ્યવસ્થા થઈ ગઈ હતી. નંદન અહીં પહેલીવાર આવ્યો હતો, તેને આ જગા ખૂબ સારી લાગી રહી હતી. અહીંનાં ઊંચાં-ઊંચાં મકાન તેને ખૂબ જ પસંદ આવ્યાં. જે ભાગીરથી અને અલકનંદાને કિનારે કિનારે ઊંચીનીચી પહાડી ઉપર બનેલાં હતાં.

બીજે દિવસે નાનાજીએ જાહેરાત કરી, ''બે દિવસ, રસ્તાનો થાક ઉતારવા માટે છે. તે પછી, બધાએ નક્કી કાર્યક્રમ પ્રમાણે નિયમિત અને વ્યવસ્થિત રહેવું પડશે.

નંદન માટે આ વાત નવી ન હતી. તે જાણતો હતો કે નાનાજીનું જીવન ખૂબ અનુશાસિત છે. તેઓ ઊઠવાનું, ખાવાનું, સૂવાનું અને ફરવાનું વગેરે સમય પ્રમાણે કરતા હતા. તેઓ કહેતા કે સુખી અને સ્વસ્થ જીવન માટે દિનચર્યા નિયમિત હોવી આવશ્યક છે. તેમાં કોઈ પ્રકારનો તેમને કંટાળો આવતો નથી, પણ સમય પ્રમાણે દરેક કામ થવાથી ખુશી થતી હતી.

બીજા જ દિવસે નંદનના નાનાજીએ બધા માટે દિનચર્યા નક્કી કરી લીધી. નાનાજી ચાર વાગે ઊઠતા, નંદન અને તેની માતા પાંચ વાગે ઊઠતી. પાંચ વાગ્યા સુધી સ્નાન વગેરે પરવારીને નાનાજી પૂજા કરવા બેસતા. તેઓ મધુર અવાજે ગીતાનો પાઠ કરતા હતા, તેથી નંદનની આંખ ખુલી જતી હતી. તે માતાને કહ્યા વગર, આળસ ખંખેરીને જલદીથી ઊઠી

જતો હતો. ત્યાં સુધીમાં નાનાજી પૂજા પૂરી કરી લેતા, તેટલામાં સૂરજનાં કિરણો ચારે બાજુ ફેલાઈ જતાં હતાં. નાનાજી ખુલ્લી જગામાં જાતે આસન, પ્રાણાયામ કરતા અને નંદનને પણ શીખવતા હતા. નંદન થાકી જતો તો વચ્ચે રોકાઈ જતો. નાનાજી અડધા કલાક સુધી વ્યાયામ, આસન, પ્રાણાયામ વગેરે કરતા હતા. તે પછી ઘેર આવીને થોડીવાર માટે આરામ કરતા હતા અને બરાબર સાત વાગે બધા નાસ્તો કરતા હતા. નાસ્તામાં પણ જે ઈચ્છા હોય તે મળતું નહીં. ભજિયાં, હલવો, બ્રેડ, જલેબી, કચોરી જેવી વસ્તુઓ બંધ હતી. દૂધ, ફણગાવેલી વસ્તુઓ, બાફેલા ચણા, પલાળેલી દાળ, સોયાબિન, તાજાં ફળફળાદિ વગેરેમાંથી કેટલીક વસ્તુઓ નાસ્તામાં રહેતી હતી. નાસ્તો કર્યા પછી નાનાજી નંદનને લઈને ફરવા નીકળી જતા. તેઓ આસપાસમાં ધીરેધીરે ટહેલતા. નંદનને તેઓ આ સ્થળનો, આસપાસની વ્યક્તિઓ અને વસ્તુઓનો પરિચય આપતા જતા હતા. અડધા કલાકમાં તેઓ ઘેર પાછા આવતા. ઘેર આવ્યા પછી થોડી વાર આરામ કરતા હતા.

તે પછી નાનાજી સારું સાહિત્ય વાંચતા. તેઓ વાંચવાના ખૂબ શોખીન હતા. જીવન નિર્માણ કરનારાં જ્ઞાનવર્ધક પુસ્તકો તેમની પાસે હતા. તેઓ કહેતા હતા કે સારાં પુસ્તકો દેવ મૂર્તિઓ છે, તેની ઉપાસના કરવાથી તરત જ ફળ મળે છે. તે જીવનનો સાચો માર્ગ બતાવે છે. મુશ્કેલીમાં ધૈર્ય આપે છે. પ્રેરણા, પ્રકાશ અને ઉલ્લાસ આપે છે, નાનાજીએ નંદન માટે બાલ-સાહિત્યની સારી ચોપડીઓ અને પત્રિકાઓ ખરીદી હતી. તે જ્યાં પણ સારી ચોપડી અને પત્રિકા જુએ તો તે

અવશ્ય ખરીદી લેતા. નાનાજી અને નંદન બન્ને એક કલાક વાંચતા હતા. જો કોઈ વાત સમજાય નહીં તો નંદન વચ્ચે વચ્ચે નાનાજીને પૂછી લેતો હતો. નાનાજી પણ વાંચતા હોય ત્યારે કોઈ સારી વાત નંદનને સમજાવતા હતા.

અગિયાર વાગ્યે બધા જમવા બેસતા. ભોજન સુપાચ્ય, સાત્ત્વિક અને ઓછા મરીમસાલાવાળું રહેતું. રોટલી, ભાત, શાકભાજી, દાળ, દહીં, સલાડ વગેરે ભોજનમાં હોય. નાનાજી કહેતા તળેલી, મસાલેદાર, માવા અને ખાંડની ગળી વસ્તુ પાચનશક્તિને બગાડે છે. અપચો જ બધા રોગોનું મૂળ છે, એટલે જરૂરિયાતથી વધુ ખાવાનું, તળેલી વસ્તુ ખાવાની, એ બે બાબતોથી બચવું જોઈએ. નંદનની ટેવ હતી જલદી જલદી કોળિયા ભરવાની, પણ નાનાજી કહેતા હતા કે ચાવી-ચાવીને, શાંત અને પ્રસન્ન મનથી ખવાતું ભોજન જ લાભકારી છે. તેઓ નંદનને ધીરે ધીરે, ચાવી, ચાવીને ખાવાની ટેવ પડાવીને જ રહ્યા.

ભોજન લીધા પછી સૌ આરામ કરતા, સૂઈ જતા હતા. બે વાગે ઊઠી જતા હતા. તે પછી ચા પીતાં પીતાં વાતો કરતા હતા. નંદનના નાનાજી આર્મીમાં મેજર તરીકે હતા. તે એટલી રોચક અને જ્ઞાનવર્ધક વાતો કરતા કે બન્ને માતા અને પુત્ર બધુ જ ભૂલી જઈને ફક્ત સાંભળ્યા જ કરતા હતા. તેમને વિશ્વના જુદા જુદા દેશોની, આપણા દેશનાં વિવિધ સ્થાનોની અને સૈનિક જીવનની અનેક વાતોની જાણકારી હતી. નંદને સકલ્પ કર્યો હતો કે તે પણ મોટો થશે ત્યારે સૈનિક બનશે અને માતૃભૂમિ માટે પોતાને અર્પણ કરશે.

આમ કરતાં ૪ વાગી જાય છે. ૪થી ૫ સુધી નંદનને જે કાંઈ

કરવું હોય તે કરવાની છૂટ છે. નાનાજી તેને અભ્યાસક્રમ સંબંધી પુસ્તક વંચાવતા હતા. સાથે સાથે નંદનને નાની-નાની વાતો, લેખ, યાદગાર પ્રસંગો વગેરે લખવા માટે પ્રોત્સાહિત કરતા હતા. નંદન જ કાંઈ લખતો તેને તેઓ સુધારતા હતા. કેટલીકવાર તેને પત્ર-પત્રિકાઓમાં મોકલી આપતા હતા. પહેલીવાર એક સ્થાનિક સમાચારપત્રમાં નંદનની રચના છપાઈ હતી. નંદન તે જોઈને ખૂબ જ રાજી થઈ ગયો હતો. આ બધું નાનાજીની પ્રેરણા પ્રોત્સાહનનું જ પરિણામ હતું. નાનાજી કહેતા હતા કે સંકલ્પ અને લગનથી કરેલા કામને હમેશાં સફળતા મળે છે.

૪ થી ૫-૩૦ સુધીમાં બધા મળીને રસોઈ બનાવતા અને જમી લેતા હતા. તાપ ઓછો થતાં તેઓ ફરવા નીકળી પડતા હતા. ક્યારેક દેવપ્રયાગનાં મંદિરોમાં જતા, ક્યારેક ભાગીરથી અને અલકનંદાના સંગમ તરફ જતા, ક્યારેક મહાત્માઓનાં પ્રવચન સાંભળવા જતા. નંદન નાનો હોવાથી, પ્રવચન પૂરી રીતે સમજી શકતો નહીં, છતાં તે એકાગ્ર ચિત્તે પ્રવચનને સમજવા પ્રયત્ન કરતો હતો. ત્યાં બેસવામાં તેને આનંદ પડતો. નાનાજી સામાન્ય રીતે કહેતા કે ભૌતિક ધન સંપત્તિથી ક્યારેય આંતરિક સુખશાંતિ મળતી નથી. જે આત્મચિંતન, આત્મમનન અને આત્મશોધન કરે છે, તે જ આંતરિક સુખશાંતિ મેળવે છે.

રાતના ૮ વાગતામાં સૌ પાછા આવી જતા હતા. નંદનની માતા જલદીથી દૂધ ગરમ કરતી અને દૂધ પીને ૯-૦૦ વાગ્યા સુધીમાં બધા સૂઈ જતા.

આ રીતે મહિનો પસાર થઈ ગયો. નંદને નાનાજીને કહ્યું,

"આ સમય તો પાંખો લગાવીને ઊડી ગયો, બિલકુલ ખબર જ પડી નહીં." નાનાજી કહેવા લાગ્યા, "સમય હમેશાં જલદીથી ભાગે છે. વીતી ગયેલો સમય ક્યારેય પાછો ફરતો નથી. એટલે સમયનો જે જેટલો સદુપયોગ કરે છે. જીવનમાં તે એટલો જ સફળ થાય છે."

થોડા દિવસ પછી તેઓનો પાછા ફરવાનો સમય આવી ગયો. નંદનનું તો ત્યાંથી પાછા ફરવાનું મન જ ન હતું. તેનું મન તો ઉત્તુંગ પર્વતમાળા અને ખળખળ કરતી મંદાકિનીમાં જ વસી ગયું હતું. બીજું અહીં આવીને તેની તંદુરસ્તી આશ્ચર્યજનક રીતે સુધરી ગઈ હતી. દવાઓના ચક્કરમાંથી તેનો છુટકારો થયો હતો. તેને આશ્ચર્ય પણ થતું કે દવા વિના તે કેટલો સારો થઈ ગયો. તેણે પોતાની આ શંકા નાનાજીને બતાવી તો તે હસતાં હસતાં બોલ્યા, "નંદુ, આ તો સ્વચ્છ જળવાયુ, પ્રાકૃતિક વાતાવરણ જાતે જ સારી ઔષધિ છે. મોટા ભાગના લોકો વિચારે છે કે સારું સ્વાસ્થ્ય, દવાઓ અને મોંઘું ખાવાનું ખાવાથી બને છે, પણ આ રીતનું વિચારવું તેમને માટે ખોટું છે. સ્વાસ્થ્ય માટે ત્રણ મહત્ત્વપૂર્ણ સૂત્રો છે, "ઉચ્ચ વિચાર, શુદ્ધ ભોજન અને નિયમિત વ્યાયામ અને વિશ્રામ."

નંદન સ્પષ્ટ રીતે નાનાજીની વાત સમજી શક્યો નહીં. તે પ્રશ્નવાચક દૃષ્ટિથી તેમની સામે જોતો રહ્યો. નાનાજી ફરી સમજાવવા લાગ્યા, "કામ, ક્રોધ, લોભ, ઈર્ષ્યા, અસંતોષ વગેરેથી બનતું દૂષિત મન, બીમાર પડવા માટેનું મહત્ત્વપૂર્ણ આંતરિક કારણ છે. એટલે મગજને ઊંચા અને આશાવાદી વિચારોથી તૈયાર કરો. ભોજન માટે જરૂરી છે કે સમય થાય એટલે ભોજન કરવું. સૌને જીવવા માટે ખાવાનું જોઈએ, પણ

મનોવૃત્તિ એવી થઈ રહી છે કે સૌ ખાવાને માટે જીવે છે. યાદ રાખો, સારું સ્વાસ્થ્ય દવાઓ અને પૈસાથી ખરીદી શકાતું નથી. સુરક્ષા તો નિર્ભર હોય છે. સંયમિત વિચાર, નિયમિત ભોજન, વ્યાયામ અને શ્રમના સંતુલન ઉપર. જે આ બધામાં સરખું આયોજન બનાવી રાખે છે તે સારા સ્વાસ્થ્યનો આનંદ મેળવે છે.

નાનાજીની વાતોએ નંદનને ખૂબ પ્રભાવિત કર્યો. કરે કેમ નહીં, તે જાતે જ જોઈ રહ્યો હતો કે તેમના માર્ગદર્શન પ્રમાણે વર્તવાથી આરોગ્યનો આનંદ મેળવી શક્યો હતો. જે કામ દવાઓથી થઈ શક્યું નહીં, તે નાનાજીના ટુચકાથી પૂરું થઈ શક્યું. તેણે એ દૃઢ સંકલ્પ કર્યો કે તે હંમેશાં નાનાજીએ આપેલી તાલીમનું પૂરેપૂરી રીતે પાલન કરશે, સ્વાસ્થ્યના જે નિયમો તેણે પાળ્યા છે, તેનાથી તેનું રક્ષણ થશે.

દેવપ્રયાગની ગોદમાં આનંદથી પોતાની રજાઓ વિતાવીને નંદન પાછો ઘેર આવ્યો. સ્કૂલ ખૂલી ગઈ હતી. નંદન નવા ઉત્સાહથી ભણવામાં લાગી ગયો. તેના મિત્રો, તેનો ઉત્સાહ અને તેનો લાલાશભર્યા ગાલ જોઈને આશ્ચર્ય પામ્યા. માંદલો રહેતો નંદન હવે દરેક કામમાં ઉત્સાહથી ભાગ લેવા માંડ્યો, મિત્રો પૂછતા હતા, "નંદન, તેં રજાઓમાં શું ખાધું છે ?"

નંદન હસીને કહેતો "નાનાજીના ટુચકા."

નંદન હજુ પણ નાનાજીએ આપેલી તાલીમનું પૂરી રીતે પાલન કરે છે. તે મનને પ્રસન્ન રાખે છે, સારી વાતો વિચારે છે. તે સવારે વહેલા ઊઠી નિયમિત રીતે વ્યાયામ કરે છે અને ખેલકૂદમાં રુચિ પ્રમાણે ભાગ લે છે. ભોજનમાં તો તે ખૂબ જ સાવધાનીથી વર્તે છે. બજારની મરીમસાલાવાળી વસ્તુઓ

ખાવાનું તેણે બંધ કરી દીધું છે, કાંઈ પણ ખાતા પહેલાં તેને નાનાજીની વાતો યાદ આવી જાય છે- ખાતા પહેલાં વિચારો કે શું તમારે તેની જરૂરિયાત છે ? પેટને કચારપેટી બનાવો નહીં, જે હાથમાં આવ્યું તે તેમાં નાખતા નહીં.''

હવે નંદન એકલા ભણવામાં જ નહીં પણ સ્કૂલના બીજા કાર્યક્રમોમાં પણ સૌથી આગળ રહેવા લાગ્યો. ઘરનાં કામોમાં પણ તે માતાને મદદ કરવા લાગ્યો. તેના અધ્યાપકો અને હિતેચ્છુઓ બન્ને તેનાથી પ્રસન્ન રહે છે.

# ૧૩. પરિવારનું બળ-સહકાર

અંકુર મધ્યમવર્ગના કુટુંબનો છોકરો હતો. તેની માતા સાધારણ રીતે માંદી રહેતી હતી. તેના પેટમાં અલ્સર હતું. જેના કારણે તે બહુ પરેશાન રહેતી હતી. નાનું કુટુંબ હતું. તેમાં અંકુર, તેનાથી નાની બહેન, માબાપ. પિતાજી તો તેમની નોકરીમાં રોકાયેલા રહેતા હતા. સવારે ઘેરથી નીકળે તે સાંજના પાછા આવતા હતા. આખા દિવસના કામના લીધે તે થાકેલા રહેતા હતા.

માતા બીમાર રહેવાથી ઘરના કામકાજની વ્યવસ્થા બગડવા લાગી. અંકુરની નાનીબહેન આઠમા ધોરણમાં ભણતી હતી. તે આખરે કેટલું સંભાળી શકે ? પિતાજી પાસે વધુ સમય ન હતો. તેમની પાસે એટલા પૈસા પણ ન હતા કે તેઓ કામવાળી રાખે. માતાની દવા અને બાળકોના ભણવા પાછળ જ મોટો ખર્ચ થતો હતો.પડોશી કે સંબંધી પણ આખરે કેટલા દિવસ તેમના ઘરનું કામ સંભાળી શકે ? આ તો હવે દરરોજની મુશ્કેલી હતી. માતા બીમાર સ્થિતિમાં કામ કરવાની કોશિશ કરતી હતી તો તેની તકલીફ વધારે વધતી. પરિણામ એ આવ્યું કે ઘરમાં



અવ્યવસ્થા અને ગંદકી વધવા માંડી.

આખરે અંકુરથી રહેવાયું નહીં. તે વિચારવા લાગી, ''માતા બહુ જ કામ કરે, ભલે તે સ્વસ્થ કે અસ્વસ્થ હોય, આ ક્યાંનો ન્યાય છે ? શું માતાના બધા કામમાં અંશૂ અને પિતાજી મળીને કામ ન કરી શકે ?

બીજા દિવસે તે એક કલાક વહેલો ઊઠ્યો અને ઝાડુ લગાવવા માંડ્યો. માતાએ તેને ના પાડી, પણ તેણે સ્પષ્ટ કહ્યું, ''પોતાના ઘરનું કામ કરવામાં કોઈ નાનમ નથી, તેમ છતાં ઘરના બધા સભ્યોએ થોડું-થોડું કામ કરવું જોઈએ. હું થોડુંક કામ કરાવીને શાળાએ જઈશ. મને કોઈ મુશ્કેલી નથી.''

માતાએ ક્યારેય અંકુરની કોઈ કામમાં મદદ માગી ન હતી. તેને બહુ ખરાબ લાગતું હતું. પરંતુ અંકુરે તેનું કશું જ સાંભળ્યું નહીં, અને તેની માતાને કામ કરવા દીધું નહીં. તે ઝાડુ લગાવતા ગયો અને અંશૂને પોતુ કરવાનું કહેતો હતો. કામ કરવાની તેને ટેવ ન હતી. ઝાડુ બરાબર નહીં લાગવાથી માતા તેને ટોકતી

પણ. તેણે એમ કહ્યું કે થોડા દિવસ કામ કર્યા પછી બધું બરાબર કરતાં આવડી જશે.

રસોઈઘરમાં પણ બધા સાથે મળીને કામ કરવા લાગ્યા. કોઈએ શાકભાજી કાપી, કોઈએ દાળ, ચોખા સાફ કર્યા, કોઈએ લોટ બાંધ્યો. બે કલાકમાં ખાવાનું બની ગયું, બધાએ ખાઈ લીધું અને રસોઈઘરમાં સફાઈ પણ થઈ ગઈ. દસ વાગ્યે અંકુર અને અંશૂ પોતાના વિદ્યાલયમાં અને પિતાજી ઑફિસમાં ગયા. હવે ઘરમાં કોઈ કામ ન હતું. માતા નિશ્ચિંત મનથી આરામ કરવા લાગી. બપોરે ઊઠીને તેણે બાળકો માટે હલકો નાસ્તો તૈયાર કર્યો. આજે તેણે બિલકુલ થાક અનુભવ્યો નહીં.

બાળકો શાળાએથી આવી નાસ્તો કરી રમવા ગયા. ત્યાંથી આવ્યા પછી બે કલાક વાંચવા બેઠા અને પોતાનું ગૃહકાર્ય પૂરું કર્યું. રાતનું જમવાનું પણ બધાએ સાથે મળીને બનાવી લીધું. આ રીતે સાથે સાથે કામ કરવાથી કોઈને અરુચિ કે થાક લાગ્યો નહીં.

ધીરે ધીરે બધા કામ કરવાથી ટેવાઈ ગયા. હવે તેઓ થોડા સમયમાં સારું કામ કરવા લાગ્યા. થોડા મહિનામાં ત્રણેય ખાવાનું બનાવવામાં નિપુણ બની ગયા. ભારતીય સમાજમાં છોકરાને ઘરનું કામ, ખાવા બનાવવાનું, પરંપરાગત રીતે હોતું નથી. થોડા દિવસ તો અંકુર અને તેના પિતાજીને લોકોએ ટોક્યા અને મશ્કરી પણ કરી, પરંતુ તેઓએ એમ કહીને ટાળવા માંડ્યું કે, ''જ્યારે આપણે ખાવાનું ખાઈએ છીએ તો તે બનાવવામાં શું ખરાબી છે ?'' પરંપરાની વિરુદ્ધ જ્યારે કોઈ કામ કરવામાં આવે છે તો થોડોક સમય વ્યક્તિઓ હસે છે, પરંતુ તેનો લાભ જોઈને તેઓ ચૂપ થઈ જાય છે. થોડા સમય પછી અંકુર

અને તેના પિતાજીને આ બાબતમાં કંઈ પણ કહેવાનું લોકોએ બંધ કર્યું.

યોગ્ય આરામ અને દવા મળવાથી થોડા સમય પછી તેની માતા સારી થઈ ગઈ. અંકુરની બુદ્ધિમત્તા અને પરિશ્રમથી તેના ઘરના માનસિક તણાવને દૂર કરી માતાનું સ્વાસ્થ્ય સુધારવામાં ભારે સહકાર મળ્યો. તેના સ્વસ્થ થયા પછી પણ ઘરના બધા સભ્યો તેને સહકાર આપતા રહ્યા. તેની માતાએ ના પાડી છતાં અંકુરે તેને સમજાવ્યું, ''એકલા કામ કરવાથી વખત વધારે જાય છે અને એકલી વ્યક્તિ થાકી પણ જાય.'' અમે બધા માનસિક શ્રમ કરીએ છીએ. અમારે થોડોઘણો શારીરિક શ્રમ પણ કરવો જોઈએ. ઘર કામ બધા સાથે મળીને કરીએ તો જલદીથી પૂરું થાય, આપણે બધા સ્વનિર્ભર બનીએ, સાથે સાથે કોઈપણ પરિસ્થિતિમાં અમને રહેવાની તાલીમ મળે.''

હવે સાથે મળીને કામ કરવાની આ પરિવારની પરંપરા થઈ ગઈ. માતાને પોતાના પરિવારના સભ્યો માટે ગૌરવ છે.

# ૧૪. મહાત્મા અને તેમના ચેલાઓ

ઘણાં વર્ષો પહેલાં કાશી નગરીમાં એક મહાત્મા રહેતા હતા. તે ગંગા કિનારે આશ્રમ બાંધીને રહેતા હતા. તેમની સાથે તેમના શિષ્યો પણ રહેતા હતા.

મહાત્માજીનું આખું જીવન તપ અને ત્યાગથી ભરેલું હતું. કેટલાંક વર્ષો સુધી તેઓ દૂધ ઉપર રહ્યા હતા. બધા જ પ્રકારના ભોગોનો તેમણે ત્યાગ કર્યો હતો. જમીન ઉપર ચટાઈ પાથરીને સૂઈ જતા હતા. ઠંડી, ગરમી ગમે તે મોસમમાં તેઓ એક જ વસ્ત્ર પહેરતા હતા. એટલું જ નહીં, મહાત્માજીએ આખી



જીંદગી બધાનું ભલું જ કર્યું હતું. ગરીબો અને બીમારોની સેવા કરવી, ગરીબોને મદદ કરવી વગેરે તેમનું દરરોજનું કામ હતું. તે દરેક મનુષ્યમાં ભગવાનનાં દર્શન કરતા.

મહાત્મા ઈચ્છતા હતા કે તેમના શિષ્ય પણ તેમના જેવા બને, પરંતુ તેમના શિષ્યો ન તો મહાત્માજીની જેમ બીજાની સેવા, મદદ કરતા, ન કોઈ દુઃખીના દુઃખને દૂર કરતા હતા. તેમ છતાં તેઓ બધા ઈચ્છતા હતા કે તેઓ એકદમ મહાત્માની જેમ સિદ્ધ પુરુષ અને લોકપ્રિય બની જાય. તેઓ મહાત્માની જેમ ભગવા કપડાં પહેરતા, તેઓએ દાઢી વધારી હતી, ગળામાં રૂદ્રાક્ષની માળા પહેરી હતી. મહાત્માની જેમ તેઓ આસન કરતા અને પ્રાણાયામ કરતા હતા. આ રીતે બહારની વેશભૂષા અને કામનાં અનુકરણ કરીને બધા શિષ્ય એમ વિચારતા હતા કે અમે બધા પણ ગુરુની માફક મહાન મહાત્મા બની ગયા છીએ. તેમની જેમ યોગી અને તપસ્વી બની ગયા

છીએ, તેમની જેમ અમને પ્રસિદ્ધિ મળશે.

ધીરે ધીરે આ શિષ્યોનો ઘમંડ વધતો ગયો. તેઓ એમ ઈચ્છતા ન હતા કે બધા વ્યક્તિ મહાત્માજીની જેમ તેમનું સન્માન કરે, પણ તેને માટે તેઓ તેમના કોઈપણ ગુણને સ્વીકારવા કોશિષ કરતા ન હતા. એક દિવસ મહાત્માજીએ પોતાના શિષ્યોને કહ્યું, ''બચ્ચોં, નદી પારના ગામના મુખીએ આપણને આમંત્રણ આપ્યું છે. ચાલો, તેમને ત્યાં યજ્ઞ કરવા જઈએ. આપણે બધા આજે ભોજન ત્યાં કરીશું.''

કેટલાક શિષ્યો સારા પકવાનની લાલચમાં તૈયાર થઈ ગયા. મહાત્માના આશ્રમમાં છાશ અને સૂકા રોટલા ખાવા મળતા હતા.

મહાત્માજી અને તેમના શિષ્યોએ મળીને યજ્ઞ કરાવ્યો. તે પછી મહાત્માજીએ પ્રવચન આપ્યું. હાજર રહેલી વ્યક્તિઓને સારા ગુણ સ્વીકારવાની પ્રેરણા આપી. મહાત્માજીના વ્યાખ્યાનથી બધી વ્યક્તિ બહુ જ પ્રભાવિત થઈ. તેમણે પ્રતિજ્ઞા કરાવી કે તેઓ પોતાની ઉન્નતિ કરશે, પોતાના પરિવારને સારો બનાવશે અને સમાજનું નિર્માણ કરશે. વાસ્તવમાં વાત એવી હતી કે મહાત્માજીની વાણી ખૂબ જ પ્રભાવપૂર્ણ હતી. તેનાથી લોકોને આંતરિક પ્રેરણા મળતી હતી. જે સાચા મન, વચન અને કર્મથી સદ્‌ગુણોનું પાલન કરે છે તેમની વાણી આ પ્રકારની બની જાય છે.

યજ્ઞ પછી શિષ્ય વિચારતા હતા કે હવે ખાવામાં ખૂબ પકવાન મળશે, પણ યજમાને ફક્ત પ્રસાદ આપ્યો અને બધાને વિદાય આપી. શિષ્યો બધા ઉદાસ થઈ ગયા, તેમને લાગ્યું કે હવે જલદીમાં જલદી ઘેર પહોંચી જવું જોઈએ. પકવાન ના મળ્યા



તો સૂકી રોટલી તો મળશે, પેટમાં કાંઈક તો પડશે.

પણ આજે એમ પણ થાય એવું ન હતું. મહાત્મા આજુબાજુના ગામમાં લોકપ્રિય હતા. યજ્ઞ પછી કેટલીક વ્યક્તિ તેમની પાસે આવી. બધા જીદ કરી રહ્યા હતા કે થોડીવાર માટે તેઓ તેમને ઘેર આવે. કોઈના ઘરમાં રોગી, કોઈના ઘરમાં વૃદ્ધ માબાપ, કોઈની બીમાર પત્ની, મહાત્માજીનાં દર્શન માટે આતુર હતા. તેઓ અહીં આવવા માટે અસમર્થ હતા. મહાત્માજી તો રહ્યા દયાળુ. કોઈને નિરાશ કરવા એ એમણે વિચાર્યું ન હતું. તે તરત જ તે વ્યક્તિઓને ઘેર જવા તૈયાર થયા. હવે તો તેમની સાથે શિષ્યોને પણ મહાત્માજીની પાછળ પાછળ ચાલવું પડ્યું.

જે ઘેર મહાત્માજી જતા હતા, ત્યાં લોકોની ભીડ થઈ જતી. તે બધાની સાથે સ્નેહપૂર્વક વાતો કરતા હતા. બીમારોને સહાનુભૂતિ બતાવતા, તેમના માથા ઉપર હાથ ફેરવતા અને જલદીથી સારા થઈ જવાનો આશીર્વાદ આપતા હતા. તેમનો

આ પ્રકારનો અપાર પ્રેમ મેળવીને રોગીના ચહેરા ઉપર ચમક આવતી.

મહાત્માજીની પાસે કોઈ ફળની ટોપલી લઈને આવ્યું, કોઈ મેવા લાવ્યા તો કોઈ મીઠાઈ. મહાત્માજી તેને લેતા અને બધાની વચ્ચે વહેંચી દેતા હતા. બીજા પંડિતોની જેમ તેઓ પોતાને ઘેર કોઈપણ ખાવાની વસ્તુ લઈ જતા ન હતા. બધા લોકો તેમની આ નિસ્પૃહતાથી બહુ જ પ્રભાવિત થતા હતા.

શિષ્યો વિચારતા હતા કે તેમને પણ કોઈ ફળ વગેરે લાવી આપશે, પરંતુ કોઈએ તેઓને કશું આપ્યું નહીં. હવે તેમને લોકો ઉપર ખૂબ જ ગુસ્સો આવ્યો. તેઓ વિચારવા લાગ્યા, ''આખરે અમારામાં એવી કઈ ખામી છે કે અમને કશું પણ કોઈ આપતું નથી ?''

લોકોની ભીડમાંથી જેમ તેમ કરીને મહાત્માજી ઘેર પાછા ફરવા તૈયાર થયા. શિષ્યોને હવે આરામ થયો. તેઓ પણ તેમની પાછળ જલદી જલદી ચાલવા લાગ્યા. જેમ તેમ કરીને ભૂખથી કૂકડા બોલતા હોવા છતાં રસ્તો પાર કર્યો. ઘેર જઈને ખાવાનું બનાવ્યું ત્યારે થોડું ખાવાનું મળ્યું.

એક શિષ્યથી આખરે રહેવાયું નહીં. તેણે પૂછી લીધું, ''ગુરુજી, વર્ષોથી અમે આપની સાથે રહીએ છીએ. આપની જેમ યોગની સાધના કરીએ છીએ, તપસ્યા કરીએ છીએ, છતાં એ કઈ વાત છે કે આપનું બધા સન્માન કરે છે, પણ અમારી તરફ કોઈ આંખ ઉઠાવીને જોતું નથી.

મહાત્માજી ગંભીરતાથી કહેવા લાગ્યા, ''પુત્રો, જે આપે છે તે જ મેળવે છે. કોઈ બદલાની ભાવનાથી જો બીજાને આપે, બીજાને મદદ કરે તો પછી તેની રીતે જ થોડુંઘણું મળી જાય

છે. તપસ્યાનો અર્થ કેવળ આસન અને પ્રાણાયામ નથી, ગરીબ, દુઃખીની સેવા કરવી, બીજાનું ભલું કરવું, એ સાચી તપસ્યા છે. તમારું બધું ધ્યાન જપ-તપમાં રહે છે, પણ તેની સાથે સાથે તમે બધામાં ભગવાનનું રૂપ જોઈને તેમની સાથે સારો વ્યવહાર કરો. પછી જુઓ, બધા તમને કેટલો પ્રેમ આપે છે. તમારા જપતપથી ફક્ત તમારું હિત થાય છે. કેવળ તમારો વ્યવહાર જ એવો છે જેથી બીજા લાભ ઉઠાવી શકે છે.

શિષ્યોની સમજણમાં હવે બધી વાત આવી ગઈ. તે દિવસથી તેઓ મહાત્માજીના ગુણનું અનુકરણ કરતાં કરતાં સમાજની સેવામાં લાગી ગયા.



મુદ્રક યુગ નિર્માણ યોજના પ્રેસ, મથુરા.